



# નિર્ભાગી ગુલાબ

## અને

# નવી વાડીની નાંમીચી નંદુ.

સત્યપુર્ણ ઘટનાની રસીલી વાર્તા.

---

લેખક અને પ્રકાશક:—

**ભાડુતી સાસુનો—**

**—મોજીલો જમાઇ.**

**જે. માસ્તર.**

મુંબઇ નં. ૨.

દોહરો.

કામિનીએ કામણ ભરી,<br>
કંટક માળા કર ધરી;<br>
કળા નિપુણ ચેતી ગયો,<br>
કામિનીએ પાછી ફરી.



"સંસારમાં સરસો રહે
મન મેરેપાસ,"
સંસારમેં લેપાય નહીં
તે જાણુ મેરા દાસ.

---

અનેક જાતનાં સંકટો
સહન કર્યા પછી તપના
યોગે મળેલી સીદ્ધી.





સંસ્કારી સંન્યાસી.

# નિરભાગી ગુલાબ

અને

# નવી વાડીની નામીચી નંદુ.



સત્યપુર્ણ ઘટનાની રસીલી વાર્તા

લેખક અને પ્રકાશક.




આડુતી સાસુનો મોજીલો જમાઈ,

માસ્તર–જીવણલાલ હરીલાલ ઘડીયાલી,

ભુલેશ્વર, મુંબાઈ નંબર ૨.



પ્રત ૨૦૦૦.] [સંવત. ૧૯૮૧.

કીંમત રૂ. ૦–૮–૦.

# જાહેર પ્રજાને ચેતવણી.





રામનવમી
૧૯૮૧ ના ચઇતર સુદ ૯
તા૦ ૨-૪-૨૫ ને ગુરૂવાર.

લેખક અને પ્રકાશક,
જે. માસ્તર મુંબઇ નાં૦ ૨.

મુદ્રક-કૃષ્ણ માલોજી સિરહનકર.
શ્રી અચ્યુત પ્રેસ, ૨૧૫, કાલબાદેવી રોડ, મુંબઇ, નાં૦ ૨.

# શુદ્ધિ પત્રક.

| પૃષ્ટ. | લીટી | અશુધ્ધ | સુધ્ધ. | પૃષ્ટ. | લીટી. | અશુધ્ધ. | શુધ્ધ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૧ | પ્રતિષ્ટત | પ્રતિષ્ઠિત | ૧૮ | ૭ | શહી | શાહી |
| ૩ | ૭ | પહેળે | પહેલે | ૧૮ | ૧૨ | વતની | વતનીની |
| ૫ | ૧૦ | સાહબી | સાહેબી. | ૧૮ | ૧૫ | અડકતરી | આડકતરી |
| ૭ | ૧૪ | કાંઇ | કોઇ | ૧૯ | ૧૦ | ચોથો | ચોથા |
| ૮ | ૧૬ | જન્મની | જન્મથી | ૨૩ | ૬ | ટક્કાર | ટક્કર |
| ૯ | ૨ | મહેલુ | પહેલું | ૨૩ | ૧૪ | પાલ્લા | પલ્લા |
| ૯ | ૧૬ | બહ | બહુ | ૨૪ | ૩ | લઝા | લગ્ન |
| ૧૦ | ૧૫ | વહેવારી | વહેપારી | ૨૪ | ૬ | માણસોએ | માણસોની |
| ૧૦ | ૧૮ | ભડુતી | ભાડુતી | ૨૬ | ૧૧ | પાડયોં | પડયો |
| ૧૧ | ૬ | પરૂપ | પુરૂપ | ૨૭ | ૧૪ | પાસથી | પાસેથી |
| ૧૨ | ૬ | યુવાને | યુવાનને | ૨૭ | ૧૬ | લક્નિે | લઇને |
| ૧૩ | ૩ | લઝાનું | લગ્નનું | ૨૭ | ૨૦ | આયુ | આપ્યું. |
| ૧૩ | ૫ | કે | ... | ૨૭ | ૨૦ | બલાહારી | બલીહારી. |
| ૧૫ | ૧ | અતીશ્યોકની | અતીશ્યોક્તી | ૨૮ | ૨૦ | પહેરમણી | પહેરામણી |
| ૧૫ | ૧૬ | સંમારમાં | સંસારમાં | ૨૯ | ૧૩ | જાંનયાઓને | જાનૈયાઓને |
| ૧૬ | ૧ | તરફને | તરફ તે | ૩૦ | ૮ | ભાંગમાં | ભાગવામાં |
| ૧૬ | ૧૦ | હોથી | હોવાથી | ૩૧ | ૧ | માણી | મણી |
| ૧૬ | ૧૪ | કુટેલ | કુટેવ | ૩૩ | ૬ | વડી | વાડી |
| ૧૭ | ૩ | છુકી | છુટી | ૩૩ | ૧૧ | ચૈદશ | ચૌદશ |
| ૧૮ | ૪ | સગેમરમના | સંગેમરમરના | ૩૩ | ૧૨ | ચૈદશ | ચૌદશ |

| પૃષ્ટ. | લીટી. | અશુધ્ધ. | શુધ્ધ |
|---|---|---|---|
| ૩૪ | ૧૫ | લાગ્યા | માંગ્યા |
| ૩૫ | ૮ | લિષે | વિષે |
| ૩૫ | ૧૦ | સડસડાસ | સડસડાટ |
| ૩૫ | ૧૪ | થાકી | થાટી |
| ૩૬ | ૫ | શેઠાણી | શેઠાણીની |
| ૩૬ | ૧૩ | સખ્લતા | સરળતા |
| ૩૭ | ૧૩ | જાતની | જાતનો |
| ૪૦ | ૯ | આપવાનું | આવવાનું |
| ૪૧ | ૬ | તરજ | તરતજ |
| ૪૨ | ૧૫ | ફ્રેટોગ્રાવનાં | ફ્રેટોગ્રાફ્નાં |
| ૪૨ | ૧૬ | પિચરો | પિક્ચરો |
| ૪૩ | ૨ | પાલ્લાની | પલ્લાની |
| ૪૩ | ૩ | વતની | વતનીની |
| ૪૪ | ૧૩ | ગ્રાતિ | ગ્રાનિ |
| ૪૫ | ૧૮ | જેતામાં | જોતામાં |
| ૪૬ | ૧૧ | ઝોકવ્યુ | ઝોકાવ્યું |
| ૪૭ | ૧૮ | ભાગ્યા | ભાગ્ય |
| ૪૯ | ૨ | ધરવેલો | ધરાવે છે |
| ૫૦ | ૨૦ | લગ્યાં | લાગ્યાં |
| ૫૧ | ૧૧ | કોઇને | કોઇ |

| પૃષ્ટ. | લીટી. | અશુધ્ધ. | શુધ્ધ. |
|---|---|---|---|
| ૫૧ | ૧૨ | મહરી | માહરી |
| ૫૧ | ૧૫ | શખતાં | રાખતાં |
| ૫૨ | ૯ | રાયરસીલુ | રાચરચીલું |
| ૫૩ | ૧૬ | આપાતી | આવતી |
| ૫૪ | ૧ | જવાઇ | જવા |
| ૫૪ | ૧ | વિશ્વાય | વિશ્વાસ |
| ૫૪ | ૪ | છુટકઆરો | છુટકારો |
| ૫૪ | ૮ | ઇચ્છને | ઇચ્છાને |
| ૫૪ | ૧૫ | મુખવિંન્દ | મુખારવિંન્દ. |
| ૫૫ | ૬ | વલ્ભ | વલ્લભ |
| ૫૫ | ૮ | તવા | તેવા |
| ૫૫ | ૧૩ | કૃતે | કૃતેહ |
| ૫૭ | ૧૨ | મુનસી | મુનસીએ |
| ૫૯ | ૧૪ | કાગગની | કાગળની |
| ૬૦ | ૭ | ધર્મશાળીમાં | ધર્મઆળામા |
| ૬૦ | ૯ | ભાંગવતાં | ભોગવતાં |
| ૬૧ | ૧૧ | માફક | માફ |
| ૬૨ | ૬ | ગુલાબ | ગુલાબ |
| ૬૨ | ૧૦ | ગુણીકલ | ગુણીયલ |
| ૬૩ | ૧ | જાતતો | જાતનો |

# પ્રસ્તાવના.



પ્રીય પાઠક અને પાઠીકાઓ જો આપ વાર્તાઓ વાંચવાનો શોખ ધરાવતાં હશો તો હાલમાં નીકળતાં કેટલાંક અઠવાડીક વર્તમાન પત્રોમાં તેમજ માસીકોમાં મ્હારી કામ ચલાઉ ધર્મ પત્નિ, કમળાકોની, ગોવાળણ, બીરઝાંમની ગુલાબ, ફાકલાંન્ડ રોડની ફાતમા, ચંપાગલીની ચંપા, સરલા, અને કમળાની આત્મકથા જેવી વાર્તાઓ તેમજ મોજ-મજા નાંમના અઠવાડીક વર્તમાન પત્રમાં મુંબઇના રાત્રી રહષ્યના મથાળા નીચેના લેખો માં મોહમઇ મુંબાપુરીમાં જે બનાવો બને છે, તેનાં વર્ણનો વાંચ્યાં હશે, તે તમામમાં કેટલીક વાર્તાઓ, અંગ્રેજી, મરાઠી, બંગાલી, હીન્દી અને ઉર્દુ જેવી પરભાષાઓમાંથી અનુવાદ કરેલી હોય છે અથવા ખરા બનાવોને કૃતરીમ ફેરફારો કરેલા હોય છે, અથવા કૃતરીમ પણ હોય છે.

મોજ-મજામાં રાત્રી રહષ્યના મથાળા નીચે વર્ણવેલ બનાવો ખરા હોય, અથવા કૃતરીમ હોય, તે સાથે લેખકને સબંધ નથી, પરંતુ વર્ણવેલાં વર્ણનો પાઠકોને કંપારી આવે તેવાં છે, છતાં પણ તે બનાવોના સ્થળનાં વર્ણન પ્રમાણેનાં મકાનોમાં મ્હોટા તેજસ્વી વીજળીના દીવાઓના ઝગઝગાટવાળાં એરંડી-યાથી ભરેલાં શકોરા રૂપી મકાનોના દીપકોમાં પતંગરૂપી

મોહાંધો પોતાની રાજીખુશીથીજ પોતાના પ્રાણ ધનની આહુતી આપે છે, જ્યારે સેવકે વર્ણવેલી વાર્તામાં નવી વાડી અને પ્રીન્સેસ સ્ટ્રીટ જેવા ઉજળા લત્તાઓમાં વાસો વસીને ગ્રહસ્થમાં ગણાતી નંદુ જેવી અનેક વ્યક્તિયો નિર્દોષ ગુલાબ જેવી કેટલીક ઉગતી આશા ભરી કુમળી ખીલતી કળીયોને કેવા અજબ પ્રકારે નિર્દય રીતે છુંદી, કચરીને તેમનું જીવન નૃષ્ટ ભ્રષ્ઠ કરી નાંખે છે, તેમજ આબરૂદાર વહેપારી, વહેવારી ગ્રહસ્થોને ફસાવી લુટવા માટે કેવા અજબ પ્રકારની પ્રપંચીજાળો પાથરે છે, વાણીયા બ્રાહ્મણ જેવી ઉંચ ગણાતી જ્ઞાતીઓમાં કન્યાઓની અછતને લઇને કન્યા વિક્રય જેવા અધમ રીવાજોના અંગે રૂઢીની બળવાન બેડીયોથી સેવક જેવા પૈસેપુર અને કેળવાયેલા હોવા છતાં પોતાની જ્ઞાતીમાંથી કન્યા નહી મળવાથી સંજોગો વસાત પરજ્ઞાતીમાંથી મેળવા જતાં સાવચેતીથી કામ કરવા છતાં નંદુ જેવાં ઉસતાદ ઉઠાવગીરોના સપાટમાં કેવી રીતે સપડાય છે. તેમજ મનુષ્ય ને પોતાની કરણીનાં ફળ આ જન્મમાંજ ભોગવવાં પડે છે તેનો દાખલો બેસાડવા માટે વાર્તાનાં પાત્રોમાં કોઇપણ જાતનો ફેરફાર કર્યા વગર તેનું હુબહુ વર્ણન આપવામાં આવ્યું છે. સમાજ ત્હેનો સદઉપયોગ કરશે.

પ્રિય પાઠક અને પાઠીકાઓ, વાર્તાઓ લખવાનો મહારો કાયમનો વ્યવસાય નથી, તેમજ આ વાર્તા લખવામાં સેવકે કોઇ પુસ્તકની અથવા કોઇ પણ વાર્તાના લેખકની સહાયતા લીધી નથી, માત્ર બુધ્ધિ અનુસાર ખરા બનેલા બનાવનેજ

વાર્તાના રૂપમાં આલેખ્યો છે, જેથી અનેક દોષો રહેલા હશે, જેને માટે વાંચકોની ક્ષમા માગું છું.

દોહરો.

રાગ, પાઘ, ને પારખાં, નાડીને વળી ન્યાય,
તરવું, તંતરવું ને તસ્કરવું એ આઠે આપ કળાય;

આ પ્રમાણે આઠેકળાઓ કુદરતની બક્ષેસથી મળેલી હોય છે; તેજ પ્રમાણે આ વાર્તાના લેખકને જન્મથી વાંચવા લખવાનો શોખ્ય વીષેસ પ્રમાણમાં છે, અને તેના અંગે કેટલાક નાહના પ્રમાણમાં નિબંધો લખીને પ્રસીદ્ધ કરેલા છે, તેમ કેટલીક નાહની વાર્તાઓ પણ લખેલી છે. વાંચવા લખવાના શોખને અંગે માસીકો અને વર્તમાન પત્રોમાં નાહની મ્હોટી અનેક વાર્તાઓ વાંચવામાં આવી, તે ઉપરથી પોતાના જીવનમાં બનેલા જાણવા જેવા બનાવને વાર્તાના રૂપમાં આલેખવાનો વીચાર જ્યારથી તે બનાવની શરૂઆત થઇ ત્યારથી ઉત્પન થયેલો હતો, અને ત્યારથીજ તેને લગતા વીષયો લખવા આરંભ કરેલો, પરંતું તે બનાવની પુર્ણાહુતી થાય નહીં ત્યાં સુધી તેને પ્રસીધ્ધીમાં લાવી શકાય નહી; એવા સંજોગો વચ્ચે પાંચ વર્ષના લાંબા ગાળામાં બનેલા બનાવોની રૂપ રેખાની નાંહની સરખી વાર્તા જાંણીતા "ગુજરાતી" વર્તમાન પત્રના દીવાળીના ખાસ અંકમાં પ્રસીદ્ધ કરવા માટે આપેલી હતી. વર્તમાંન પત્રના તંત્રી મહાષએ પોતાની અનુકુળતા પ્રમાણે તા૦ ૧૪ મી, તા૦ ૨૧મી,

અને તા૦ ૨૮ મી સપ્ટેમ્બર ૧૯૨૪ ના ત્રણ અંકોમાં પ્રસિધ્ધ કરેલી છે, મ્હારી ઉપર પ્રેમ અને લાગણી ધરાવીને વાર્તા પ્રસીધ્ધ કરી તે ખાતર તેમનો આ જગાએ ઉપકાર માનુંછું.

"ગુજરાતી પત્રમાં વાર્તા શરૂ થઇ ત્યારથી મ્હારા મીત્રો અને સ્નેહીયો તરફથી મ્હને અનેક પ્રકારની ભલામણો થવા લાગી, અને અભીવંદનો મળ્યાં તેમજ વાર્તા સંપુર્ણ થવા અગાઉ ચોપડીના આકારમાં પ્રસીધ્ધ કરવાની સંખ્યાબંધ માગણીઓ થવા લાગી, તે ઉપરથી ફરીને કેટલાક સુધારા વધારા સાથે પ્રસીધ્ધ કરી છે.

વાંચકોનાં મ્હોટા ભાગ તરફથી મ્હને પુછવામાં આવતું હતું કે વાર્તા શામાટે ટુંકી કરી નાંખી? તેના ખુલાસામાં જણાવાની રજા લઉંછું કે મરતી ગુલાબના મુખથી વાર્તા કહેવામાં આવે છે, માટેજ અલંકારો અને વર્ણનો પ્રમાણથી વધારે હોઇ શકેજ નહીં, તેમજ દીવાળીના અંકમાં પ્રસીધ્ધ કરવા આપેલી હોવાથી વધારે પ્રમાણમાં આપી શકાયજ નહીં.

વખતની અનુકુલતા પ્રમાણે ફરી વખત સંપુર્ણ રહસ્ય પુર્ણ વાર્તા પ્રસીધ્ધ કરવાની લેખકની ભાવના છે, જેમાં પોલીસ કોર્ટમાં ચાલેલો તમામ કેસ તથા હાઇ કોર્ટના કેસની સંપુર્ણ હકીકત પ્રસીધ્ધ કરવામાં આવશે, પુરૂષ પ્રયત્ન ઇશ્વર સહાયતા.

હાલ તરત વખત તો નિરભાગી ગુલાબ અને નવી વાડીની નાંમીચી નંદુના નામે આ નાંનકડી વાર્તા વાંચકો સનમુખ રજુ કરેલી છે, તેમાં વર્ણવેલી તમાંમ હકીકત તદન ખરી છે તેમજ તેમાં આલેખેલાં પાત્રો ગુલાબ અને નંદુ એ પણ કૃત રીમ પાત્રો નથી, પરંતુ સત્ય પાત્રો ને તેમના સત્ય સ્વરૂપમાંજ આલેખવામાં આવ્યાં છે.

ગુલાબ આ ફાંની દુનીયાં તજીને તા૦ ૮ મી આગસ્ટ ૧૯૨૩ ને દીને પોતાના પાપ પુન્યનો હીસાબ આપવા ચીત્ર ગુપ્તના દરબારમાં પહોચી ગઇ છે, જ્યારે નંદુ પોતાનાં અધુરાં રહેલાં પાપો પુર્ણ કરવા જીવતી જાગતી હયાત ફરે છે, પાત્રોને ઓળખવા માટે તેમના અસલ ફોટાઓ પણ વાર્તામાં પ્રસંગે, આપવામાં આવ્યા છે; જે "ગુજરાતી" પત્રમાં પ્રસીધ્ધ કરવા આપવામાં આવ્યા હતા, છતાં શામાટે પ્રસીધ્ધ થયા નહોતા તે કહી શકતો નથી. અસ્તુ.

| | |
|---|---|
| રામનવમી, | ભાડુતી સાસુના મોજીલા જમાઇ, |
| ૧૯૮૧ના ચઇતર સુદ ૯ | જે. માસ્તરના વંદે માતરમ. |
| તા૦ ૨ જી એપ્રેલ ૧૯૨૫. | |

## આભાર અને ઉપકાર.

નિરભાગી ગુલાબ અને નવીવાડીની નાંમીચી નંદુની વાત સત્યપુર્ણ ઘટનાના આધારે લખાએલી છે, તેથી કરીને વાર્તામાં વર્ણવેલાં વર્ણનો સત્ય પુર્ણ હોવાથી સેવકને પોલીસ, કોર્ટ અને હાઇ કોર્ટમાં કેસો લડવા પડેલા છે, તે કેસોની અંદર અત્યંત કાળજીથી મ્હને મદદ કરતા વકીલો, બેરીસ્ટરો, સોલીસીટરો, અને તેમના કારભારીઓનો હું અત્યંત આભાર માનું છું.

મ્હારો કેસ મી૦ અરદેશર હોરમસજી અને દીનશાજીની નાંમીચી સોલીસીટરોની પહેડી તરફથી તે પહેડીના એક ભાગીદાર મી૦ નરીમાન ચલાવતા હતા, મી૦ નરીમાને મ્હારે માટે જે મહેનત અને જેહેમત ઉઠાવી અત્યંત કાળજીથી મહને મદદ કરેલી છે, તેમની કાળજી ભરેલી મદદના આધારેજ મ્હને ફતેહ મળેલી છે, તેથી આ જગાએ તે સાહેબનો પણ આભાર માંનું છું.

કૃપાભિલાસી લેખક,
જે. માસ્તર મુંબઇ નાં૦ ૨.

હાઇ કોર્ટમાં ચાલેલા કેસની અંદર નાંમદાર જડજ સાહેબ ઓનરેબલ સર કાજીજી સાહેબે માયાળુ બ્રિટિશ રાજ્યના કાયદાઓના આધારે મહારી ફરીયાદ સાંભળીને અદલ ઇનસાફ આપીને ઓરડરો કહાડેલા છે, તેથી તે સાહેબને પણ હું ભુલું તેમ નથી, તેથી તે સાહેબનો પણ આ જગાએ ઉપકાર માનું છું.

અપીલ કોર્ટની અંદર નાંમદાર જડજ સાહેબ ઓનરેબલ સર લલ્લુભાઇ આશારામ શાહ જેઓ મ્હારી માત્રુ ભુમી અમદાવાદના વતની છે, ન્યાયાધીશ તરીકેના ઉંડા અભ્યાસ અને જ્ઞાનના અંગે મુંબઇ શહેરની હાઇ કોર્ટના ચીફ જસ્ટીસનો હોદ્દો કેટલાક વખતથી ભોગવે છે તે સાહેબે ધારા શાસ્ત્રીઓની દલીલોનો સંપુર્ણ સ્પોટ કરીને જે છેલ્લો ચુકાદો ખુલાસાવાર આપ્યો છે, જે બોમ્બે લૉ રીપોર્ટમાં તા૰ ૧૫ મી જાનેવારી ૧૯૨૨ ના અંકમાં પ્રસીધ્ધ થએલો છે તે વાંચવાથી સમજી શકાશે.

આવા અજબ પ્રકારના ઉંડા જ્ઞાનથી મહને મળેલા માયાળુ બ્રિટીશ રાજ્યના અદલ ઇનસાફથી તેમજ તેઓ મહારી માત્રુ ભુમીનાવતની હોવાથી અભીમાન ધરાવીને તે સાહેબનો અત્યંત ઉપકાર માંનું છું.

કૃપાભિલાસી લેખક,
જે. માસ્તર મુંબઇ નાં૰ ૨.

# અર્પણ પત્રીકા.

પ્રિય પાઠક અને પાઠીકાઓ સેવકે બધાના ઉપકારો માંન્યા; પરંતું એક વ્યક્તિ જેણે સેવકને પ્રથમથીજ જોઇતી સહાયતા આપેલી છે; તે મ્હારા મીત્ર અને પડોસી મી૦ પરસોતમદાસ બ્રિજમોહનદાસ જેઓ મી૦ અરદેશર, હોરમસજી અને દીનશાજીની પહેડીમાં—વીસ રૂપીયાના પગારથી નોકરી રહીને, પોતાના બુદ્ધીબળ અને બાહોસીથી આગળ વધીને મેનેજીંગ કલાર્ક તરીકેનો ઓધ્ધો ભોગવે છે, તેમનામાં રહેલા જાંણવા જેવા સદગુણોમાંનો મુખ્ય સદગુણ ધૈર્યતા, અને ગંભીરતા સાથે, જગતમાં મનુષ્યો પોતાના સ્વાર્થને ખાતર એક કાંકરે બે પક્ષી મારે છે, ત્યારે મ્હારા મીત્ર મી૦ પરસોતમદાસ એક કાંકરે ચાર પક્ષી મારવાની કળા ધરાવતા હોવાથી, તેમનામાં રહેલા અનેક સદગુણોમાંનો ગ્રહણ કરવા લાયક ઉત્તમમાં ઉત્તમ સદગુણ ધૈર્યતાથી વહેરની વસુલાત કરવાનો મ્હારામાં ઉતરેલો હોવાથી મ્હારા મીત્ર અને ગુરૂ તરીકે આ નાંનકડી વાર્તા અત્યંત પ્રેમથી કોઇને પણ અર્પણ નહીં કરતાં નિસ્વારથી મ્હારા કેસમાં કરેલી મદદથી મને મળેલા યશના આભાર તરીકે તેમનું નામ પણ વાર્તા સાથે જોડવાની અભિલાશાથી આ નાંનકડી વાર્તા તેમને અર્પણ કરૂં છું.

રામનવમી,
૧૯૮૧ ના ચઇતર સુદ ૯
તા૦ ૨ જી એપ્રેલ ૧૯૨૫.

કૃપાભિલાસી લેખક,
જે. માસ્તર મુંબઇ ના૦ ૨.

# નિરભાગી ગુલાબ

## અને

# નવી વાડીની નામીચી નંદુ.



### કુદરતની બલિહારી.

કુદરતની અજબ બલીહારી છે, તેણે કોયલને કાળી કરી છે, બગલું સફેદ બનાવ્યું છે ઝેરી સર્પના મસ્તકે મણી મુકયો છે, ઉંડા ખારા પાતાળ જળને વિષે છીંપમાં મોતી ઉત્પન કર્યા છે હીરો કોલસાની ખાણમાં બને છે, કસ્તુરીનો વાસો મૃગના ડુંટામાં કર્યોછે, કમળને જળમાં ઉત્પન કર્યુંછે. સુંદર સુવાસીત ગુલાબના પુલના છોડમાં કાંટા ઉત્પન કર્યા છે, જગત્કર્તા ઇશ્વરની અગાધ લીલાનો પારજ નથી.

વાર્તાનું મુખ્ય પાત્ર ગુલાબ છે ગુલાબના સુંદર અને સુવાસીત છોડ ઉપર જેમ કાંટા હોય છે, તેમ જીવતી ગુલાબના જીવનમાં પણ કેટલાક કાંટા હતા, તેમાંનો મુખ્ય મ્હોટો કાંટો પોરબંદરના વતની હાલાઇ લુવાણા જ્ઞાતીના લક્ષાધીપતિ પ્રતિષ્ઠત જાણીતા કાપડ ના વેપારી ઠા. હેમરાજ પ્રેમજીની વિધવા, અને ઠા. રણછોડદાસ માધવદાસની દીકરી, નવીવાડીની નાંમીચી નંદુબાઇ હતી,

સૌંદર્યથી ભરેલા સુવાસીત ગુલાબના પુલની સુવાસ લેનાર ભોગી ભ્રમરને ગુલાબના છોડના કાંટા વાગતા નથી, પરંતુ જીવતી જાગતી ગુલાબનો મ્હોટો કાંટો તેના ભોગી ભ્રમરને કેવી અજબ રીતે વાગ્યોકે જેની પીડા પાંચ વર્ષ સુધી ભોગવવી પડી, જખમ રૂઝાંવા છતાં જન્મનો કાયમનો ડાઘ રહી ગયો, તેમજ ગુલાબ જેવા ઉગતા આશા ભર્યા કુમલા છોડને કેવી રીતે કચરી નાંખ્યો, તેનું હુબહુ વર્ણન મરતી ગુલાબના પોતાના મુખથી આ લેખવાની કોશેશ કરેલી છે,

બકરાને ગળે બાંધેલા રત્નની કીંમત ઝવેરી કરે છે, ભરવાડને હોતી નથી, વાંદરાને પહેરાવેલો મુકતા હાર ફળ સમજીને .પથરવતી ફોડવાનીજ તેનામાં કલ્પના શકતી હોય છે, ગધેડીને કેસરનો ચાંલો કાળો દેખાય છે, અસ્તુ.



# ગુલાબનો પુર્વ વૃત્તાંત.



પ્રિય પાઠક તમે જાણી શકયા હશો કે માહરૂં નામ ગુલાબ છે, ગુલાબમાં સૌંદર્યતા અને સુવાસ હોય છે, તેમ મ્હને પણ હું નિર્ભાગી હોવાથી ઇશ્વરે સ્વરૂપ આપવામાં ઉદારતા વાપરી હતી, તેથી હું કાંઇક ખુબસુરત તેમજ નિર્દોષ હતી જે મ્હારો ફોટો જોવાથી સમજાશે, આ વાર્તામાં વર્ણવેલો બનાવ બન્યો તે પહેલાં હું મ્હારા પિતાશ્રીના આશ્રય નિચે ભગતવાડીની એક ચાલીમાં પહેલે માળે નિર્દોષ સુખી જીવન ગુજારતી હતી, મ્હારો જન્મ મારા પિતાશ્રીએ એક પરકોમની સ્ત્રી રાખેલી હતી તેહના ઉદરથી તા૦ ૧૮ મી જાનેવારી ૧૯૦૫ ના રોજ થયો હતો, શા માટે મારો

જન્મ થયો તે આપ જાણો છો! જગતના ઇતીહાસમાં તેમજ પુરાણોમાં વર્ણવેલી અનેક અબળાઓ મહાન સંગ્રામના કારણભુત ગણાયેલી છે, તેવીજ રીતે મારો જન્મ પણ એક નજીવા સંગ્રામના કારણ નીમીતેજ થયો હતો.

મહારા પિતાશ્રીની વસાઇમાં કેટલીક જમીન હતી અને છે, જેમાં ચોખા વીગેરેનો પાક થતો અને થાય છે, જેનો વહીયાવટ કરતા અને કરે છે તેની ઉપજમાંથી પોતાનો નિર્વાહ ચલાવતા હતા, આર્થીક સ્થીતી સારી હતી અને છે, છતાં જીવ બહુ પાજી હતો, અને છે, ચમડી તુટે પણ દમડી નહીં છુટે, અને તેથીજ મહારી દુર્દશા થઇ, મહારા જન્મ વખતે હુમે દાદર તરફ એક ચાલીમાં રહેતાં હતાં. મ્હારે એક ભાઇ છે જે પોતાનાં કૃત્યો માટે દેશનિકાલની સજા ભોગવી આવ્યોછે, વાર્તામાં વર્ણવેલો બનાવ બન્યો ત્યારે તે દેશનિકાલની સજા ભોગવતો હતો.

જગતમાં અનેક બાળકો જન્મે છે તેમ મેં પણ જન્મ તો લીધો હતો, મ્હારા જન્મ વખતે કયું ચોઘડીયું પળ હતી તે મ્હને ખબર નથી, તારીખ પાછળથી ખબર પડી મ્હારો જન્મ મહોતસ્વ થયો હશે કે કેમ તે વાંચકોએ વીચારી લેવું.

જન્મ આપનાર માતા મ્હને છ માસની મુકીને ગુજરી ગઇ હતી, મ્હને ઉછેરવા માટે કહો કે બીજા કોઇ કારણે સમજો પરંતુ હું જ્યારે સમજણી થઇ ત્યારે બીજી એક ઘાટણ ઘરમાં હતી; જે હજી પણ છે. હું જ્યાં સુધી અજ્ઞાન બાળકી હતી ત્યાં સુધી

મ્હને કાંઇ ખબર પડી નહી, ખાઇ પીને નિર્દોષ બાળકોના આનંદ જેવો આનંદ કરતી, પરંતુ જ્યારે દસ બાર વર્ષની સમજણી થઇ ત્યારે મ્હારી સ્થીતી મ્હને કાંઇક સમજવામાં આવી, આ વખતે હમે પ્રથમ વર્ણવ્યા પ્રમાણે ભુલેશ્વર ભગતવાડીની એક ચાલીમાં પહેલે માળે એક ઓરડીમાં રહેતાં હતાં, મહારા પિતાશ્રીના ઘરમાં બાવા આદમના વખતનો એક જુનો લાકડાનો પાટીયાં વાળો એકવડો ખાટલો હતો, જેને પલંગના નામથી ઓળખવામાં આવતો હતો, બાકી રાંધવા સીંધવાનાં જરૂર જેટલાં વાસણ કુસણ, અને એક જુનું કબાટનું ખોખું, આટલી ગ્રહસ્થાશ્રમની સાહબી ઓરડીમાં હતી, અને છે.

હું જ્યારે સમજણી થઇ ત્યારે મ્હને ખબર પડી કે મ્હારે એક ધનગવરી નામે સાવકી બેહેન હતી, જે હાલ ગુજરી ગઇ છે. મ્હારી બેહેનને ચાર દીકરા છે, બનેવી કોર્ટમાં કોઇ ઓફીસમાં નોકરી છે, સારી જેવી આવક છે, અને પોતાનો ગુજારો સારી રીતે ચલાવે છે.

મ્હારી બહેનનું સાસરૂ મ્હારા પિતાશ્રીના ઘરથી થોડુંજ દુર નવી વાડીની સાંમે છે, હું મ્હારી બેહેનને ઘેર કોઇ કોઇ વખત જતી આવતી હતી, અને કેટલીક વખત બબ્બે ચાર ચાર દીવસ ત્યાંજ રહેતી, મ્હારા પિતાશ્રી તે સંબંધી વાંધો લેતા નહી.

## નંદુબાઈનો પરીચય અને સમાગમ.



દોહરો.

નારી સ્વરૂપે નાગણી, કર્યા કર્મ બહુ આકરાં;
ઉત્તમ કુલની એ અબળાએ, કર્યા આબરૂના કાંકરા;

મ્હારી બ્હેનની પડોશમાંજ વાર્તાનું બીજું પાત્ર નંદુબાઇ રહેતી હતી, નંદુબાઇને અને મ્હારી બ્હેનને સારાં જેવાં સૈહિયર પણાં હતાં પાછળથી એ સૈહિયરપણાંનો અણબનાવ થયો હતો અત્યારે તો એટલાં બધાં સૈહિયરપણાં હતાં કે મ્હારી બ્હેને પોતાના ચાર દીકરાઓમાંનો સઉથી નાહનો દીકરો જેનું નામ મનહરલાલ છે તેના જન્મ વખતે તેની સુવાવડનો ખાટલો નંદુબાઇ

ના રૂમમાં મુકવામાં આવ્યો હતો, તેમજ સુવાવડનું તમામ ખર્ચ પણ નંદુબાઇએ કરેલું હતું, ખર્ચની સરત એવા અજબ પ્રકારની હતી કે મનહરલાલ નંદુને આપી દેવો, તે પ્રમાણે મનહરલાલ ધાવણુ મુકયા પછી નંદુબાઇને સુપ્રત કરવામાં આવ્યો હતો, જેને પાછળથી પાછો મેળવવા માટે મ્હારા બનેવીને હાઇ કોર્ટમાં દાવો માંડવો પડયો હતો, ત્યારે મલ્યો હતો. તેમ નંદુબાઇએ મહારી બ્હેન ધનગવરી ઉપર સ્મોલકોઝ કોર્ટની અંદર આશરે એક હજાર રૂપીઆની સુવાવડના ખર્ચની ફરીયાદ કરેલી હતી જે ફરીયાદ નામદાર ચીફ જજ સાહેબ રા. ઝવેરી સાહેબે કહાડી નાંખી નંદુબાઇ સામે ખર્ચના એકાવન રૂપીઆનું હુકમ નામું કરી આપ્યું હતું, આવા અજબ પ્રકારના સૈહિયરપણાને લઇને હું નંદુબાઇને ત્યાં જવા આવવા લાગી હતી.

હું અળખાંમણી હતી તેથી પરમાત્માએ મ્હારામાં કાંઇક ખુબસુરતી મુકેલી હતી, તેને લઇને સમજો કે બીજા કાંઇ કારણથી નંદુબાઇ મ્હારી ઉપર બહુ પ્રેમ રાખવા લાગી, મ્હને સારૂં સારૂં ખાવા પીવાને પહેરવા ઓઢવા આપે, અને અત્યંત પ્રેમની લાગણી બતાવે, એ પ્રેમ અને લાગણીનું પરીણામ એ આવ્યું કે મેં મ્હારા પિતાશ્રીનું ઘર તજી દીધું ને બ્હેનને ઘેરજ રહેવા લાગી.

નંદુબાઇ એ મ્હારી ઉપર બતાવેલો પ્રેમ અને લાગણીથી છેવટે બ્હેનનું ઘરપણ તજી દીધુ અને કાયમનો નંદુને ત્યાંજ વાસ કર્યો, નંદુને એટલુંજ જોઇતું હતું, પોતાની સાથે હુ અને

મનહરલાલ બેઉ હળી ગયેલાં સમજીને ત્યાંથી જગ્યા ખાલી કરીને પ્રિન્સેસ સ્રીટમાં રહીમ બીલડીંગમાં રહેવા ગઇ, હું અને મનહર પણ તેની સાથેજ રહેવા લાગ્યાં, નંદુબાઇને ત્યાં ચાકર, રસોઇયો ફરનીચર અને માર્ગેજ મુકેલાં ગાડી ઘોડા વીગેરે નકલી અને તકલાદી જાહોજલાલી હતી, જેમાં હું અંબાઇને પતં-ગીયા રૂપે પછડાઇ.

મેં પ્રથમ વર્ણવ્યું તેમ મ્હારો જન્મ સંસાર નૌકામાં વર્ણ-વેલી શ્યામાની માફક થયો હતો એટલે જન્મની દુઃખી હતી, મ્હારા પિતાશ્રી મને પેટ પુરતું અનાજ પણ આપતા નહોતા, તેથી મ્હને આવું સુખ જોઇને મ્હારાં અહોભાગ્ય માનવા લાગી, નંદુબાઇએ મ્હારી માતાના કોડ પુર્યા, તેથી તેમની સાથે આનંદ-માં રહેવા લાગી, મ્હારા પિતાશ્રીએ તેમજ મ્હારી બ્હેને દર-કાર કરી નહીં.

પ્રિય પાઠક વાંચીને આનંદ માનતા નહી, ભાગ્યદશા મનુષ્ય ને શામાટે ઉંચે ચડાવે છે તે જાણો છો? નીચે પટકવા માટે. જન્મની દુઃખીના ભાગ્યમાં સુખ લખાયેલું હોતું નથી, વિધા-તાને પણ તેની અદેખાઇ આવે છે, આ તો મ્હારી ભાગ્યદસા-નો પ્રથમ અધ્યાય છે, ભાગ્યદસા શું શું કરે છે, તે નાટકના પડદા પાછળ ગોઠવાતી સીન સીનેરીની માફક પાછળજ રહેલુંછે.

## મારાં લગ્ન માટે કોશિશ.

### દોહરો.

હતી અમૃત તણી આશા, વિહાણું ઝેરનું પીધું;
પીછાણ્યું ના હૃદય ભોળું, કુહાડે કાપતાં આછેલું;

મ્હારા પિતાશ્રી વૈશ્ય છે, અને મ્હારી માતુશ્રી કચ્છ જ્ઞાતીની હતી તે છેવટ સુધી મ્હને ખબર નહોતી, જ્યારે નંદુબાઇની સાથે રહેવા લાગી ત્યારે મ્હારી ઉમ્મર ૧૩ થી ૧૪ વર્ષની સંપુર્ણ બહારમાં ખીલેલી યોવનકળી હતી, મ્હારા પિતાશ્રીએ વૈશ્ય જ્ઞાતીમાં મ્હારાં લગ્ન કરવા માટે કેટલીક તજવીજ કરેલી હતી, પરંતુ રૂઢીની બળવાન બેડીયોથી કોઇ જાતનો પતો લાગેલો નહીં. એ વાતથી નંદુબાઇ સારી રીતે જાણીતી હતી, તે ઉપરથી નંદુબાઇએ મ્હને કોઇ સારે ઠેકાણે માલેતુજાર, ભાટીયા, વાણીયામાં મ્હારાં લગ્ન કરવાની તજવીજ કરવા માંડી હતી.

જન્મથી માતાનુ સુખ જોયેલું નહોતુ, નંદુબાઇએ મ્હારી માતાની ગરજ કેવી રીતે સારી સે આગળ ઉપર વાંચવાથી સમજાશે. નંદુબાઇ બે ચાર વર્ષથીજ વિધવા થયેલી હતી, મ્હારી ઉપર પેટની પુત્રી કરતાં અધીક પ્રેમ રાખતી, અને હું તેને બહુ પ્રેમમાં માતા તરીકે માનીને બા, કહી બોલાવતી હતી.

નંદુબાઇને ત્યાં તેમનો ગોર અવાર નવાર સીધુ સામન લેવાને આવતો, તે ગોરને તેમજ બીજા કેટલાએક પોતાના લાગતાવલગતાઓને મ્હારે લાયક કોઇ માલેતુજાર વર શોધવાની ભલામણ કરી હતી, હું નંદુને ત્યાં રહેવા લાગી ત્યારથી એ તજવીજ ચાલતી હતી, નંદુને ત્યાં રહેતાં મ્હને ચાર પાંચ માસ વીતી ગયા, છતાં મ્હારા પિતાશ્રીએ અથવા મ્હારી મ્હોટી બેહને મ્હારે માટે કોઇ જાતની દરકાર કરી નહીં મેં પ્રથમજ જણાવ્યું છે કે મ્હારો બાપ નિષ્ઠુર હ્રદયનો હતો અને છે તેથી તેણે પોતાના માંથેથી બલા ઉતરી એમ સમજીને મ્હારી દરકાર કરી નહીં.

---

## મ્હારાં વેહવીશાળનો પ્રથમ દિવસ.

પ્રિય પાઠક તા૦ ૧૪ મી ડીસેમ્બર ૧૯૧૯ નો દીવસ યાદ કરો, જે દીવસ જગત્તના મહાન વિગ્રહનો સુલેહની ખુશાલીના (પીસ હોલી ડે) નો જાહેર તહેવાર હતો, સરકારી તેમજ વહેવારી જાણીતાં મકાનો અને ઓફીસોમાં ખુશાલીના વાવટા ફરકતા હતા, દેવળો અને મંદીરોમાં પ્રાર્થનાઓ થતી હતી, અને જનસમુહ આનંદમાં દીસતો હતો, તેવા એક રમણ્ય દીવસે હું પણ મ્હારી ભડુતી માતા નંદુને ત્યાં નિર્દોષ આનંદમાં હતી, મ્હને ખબર ન્હોતી કે જે દીવસે જગત્તના મહાન વિગ્રહની સુલેહના પીસ ડે તરીકે આનંદ ઓત્સવ થાય છે તેજ

દીવસ મ્હારા જીવન વિગ્રહની શરૂઆતનો દીવસ નિર્માણ થશે, તેમ નદુના જીવનમાં પણ ફેરફારો થશે, અને એક નિર્જીવ વિગ્રહની શરૂઆતનો પાયો નંખાશે, જેમાં મ્હારૂં જીવન નૃષ્ઠ ભૃષ્ટ થઇને તે વિગ્રહમાં આહુતી અપાશે. અસ્તુ.

---

## રમણ્ય પ્રાતઃકાળ. રાગ–પ્રભાતી.

ઉદ્યોગી,ભાનું ગગને દીસે છે, ઉદ્યોગી પરૂષ કામે વસે છે,
ઉદ્યોગી નારી ગ્રહ કામમાં છે, ઉદ્યોગી બાળો નિજપાઠ લે છે,
પંખી બીચારાં નિશાગ્રહ ત્યાગે, ઉડી વ્યામેજ વનમાં સીધાવે
કમળ ખીલ્યાં નભ ભાનુ દેખી? ભોગી ભ્રમરો ભમતા એ પેખી,
અસંખ્ય ગાયો વનમાં ચરે છે, ગોવાળ મુખે ડચ ડચ ઉચરે છે,
અનીલ વાયે તરૂ પુરૂષ જુએ, અનીલ સંગે કળીયોજ ફૂલે,
ગાગર સીરે વનીતા વહે છે, બાળકો કહેડે રડ રડ કરે છે,
નારી નામી નીરથી ભરે છે, ગાગર ગડ ગડ દાવની કરે છે,
ભાવીક ભગ્તો ભાવે ભજે છે, પરભવકા જે ભાતુ ભરે છે.
લીલા સઉ નીરખી ગુલાબ કહે છે, પ્રાતઃકાળ સમ કાળના વ્હે છે.

એવા રમણ્ય પ્રાતઃકાળમાં આઠેક વાગ્યાને સુમારે હું મ્હારા નીત્ય નીયમથી પરવારી ગ્રહ કામે લાગેલી હતી, તે વખતે નંદુબાઇનો ગોર જેનું નામ કલ્યાણજી હતું, (હાલ તે ગુજરી ગયો છે.) તે પોતાની સાથે એક યુવાનને લઇને હમારે ત્યાં આવ્યો, હું અને નંદુ તે વખતે રસોઇના ઓરડામાં હતાં,

ચાલી જવાની આજ્ઞા આપી, એટલે હું તો ચાલી ગઇ, મ્હારા જવા પછી મ્હારા ભાવી પતિએ નંદુબાઇની સાથે કેટલીક વાત ચીત કરી, અને બન્ને જણે મળીને મ્હારા લગ્નનું સાટું નક્કી કર્યું, ત્યાર પછી મ્હારી સંમતી લેવામાં આવી, મેં તે વખતે મ્હારી સંમતી આપી, મનથી આપી, કે કમનથી આપી, કે કે નંદુબાઇના કહેવાથી આપી, કે ઇશ્વરની પ્રેરણાથી આપી, તેની મ્હને ખબર નથી, પરંતું આપી તો ખરીજ એટલે લગ્નનું સાટું નક્કી થયું; તેના ચાર દીવસ પછી તા૦ ૧૮ મી ડીસેંબર ૧૯૧૯ ને દીવસે લગ્ન કરવાના નક્કી થયાં અને તેને માટે માત્ર મહુરતજ જોવરાવવાની ખોટી હતી, પરંતુ ચાંદલાં તો તેજ દીવસે કરવાના ઠર્યા હતા, આ વાતચીત કરવામાં લગભગ અગીયાર તો વાગવા આવ્યા હતા, ભોજનનો વખત થવા આવ્યો હતો, તેમ ચાંદલાં કરવાને લગતી તૈયારીઓ પણ કરવાની હતી, એટલે મ્હારા ભાવી પતિ તે ગોઠવણ કરવામે કલ્યાણજી મહારાજની સાથે ચાલી ગયા, તેમના ગયા પછી નંદુબાઇએ ખુલાસાથી મ્હારી સાથે કેટલીક વાતચીત કરી, અને પોતે પણ તૈયારી કરવા લાગી. મેં પ્રથમજ જણાવેલું છે કે નંદુબાઇને ત્યાં નોકર ચાકરનો ટોટો ન હોતો તેથી જરા વારમાં બધી સામગ્રી તૈયાર કરી નાંખી, અને મહારા ભાવી પતિના આવવાની કાગને ડોળે રાહ જોવા લાગી, ઘડીકમાં બારીએ જાય ને ઘડીકમાં દાદરે જાય, એમ કરતાં બે વાગવા આવ્યા, છતાં કોઇ આવ્યું નહીં, પછી ચિંતા થવા લાગી કે

રખેને હાથ આવેલો શિકાર છટકી જાય, છેવટે અઢી વાગ્યા ના સુમારે પોતાની સાથે ચાર પાંચ માણસના કાફલા સાથે ગોર મહારાજ અને મ્હારા થનાર પતિ આવી પહોંચ્યા, મ્હારે આ જગ્યાએ ખુલાસો કરવો જોઇએ કે નંદુબાઇના ચાકર નોકર અને જાહોજલાલી નકલી અને તકલાદી હતી, ત્યારે મ્હારા થનાર પતિને ત્યાં સાત આઠ નોકરો અને બીજા ભાગીદારો હતા, તેઓ શ્રોફનો ધંધો કરતા હતા, તે ઉપરાંત પ્રીજી બે ઘડીયાળની દુકાનો હતી, અને છે. નંદુબાઇની જાહોજલાલી નકલી અને તકલાદી હતી, ત્યારે મ્હારા થનાર પતિ નંદુને જોઇતા હતા તેવા માલેતુજાર હતા, અને છે. નંદુની નકલી અને તકલાદી જાહોજલાલીનું પોકળ વેરાઇ ગયું છે, ત્યારે મ્હારા પતિની સ્થીતી જેવી ને તેવી કાયમજ રહી છે. જ્યારે નંદુ ભુંડા હાલે ભટકે છે અંતે સત્યનો વિજય છે.

## નંદુના પ્રપંચી પરાક્રમો.

પ્રિય પાઠક નંદુની જાત ભાતનું વર્ણન વાર્તાની શરૂઆતમાં કરેલું છે પરંતું તેનાં પ્રપંચી પરાક્રમોનું વર્ણન આપે વાંચ્યું નથી, તો હૃદય ઉપર પથ્થરનો ભાર સહન કરીને વાંચજો, ઠીંગોમાર અને પ્રોટીયા યુરોપમાંજ વસ્તાં નથી, પરંતુ મોહમઇ મુંબઇ નગરીમાં પણ નંદુ જેવી ગણાતી અબળાઓનાં પ્રપંચી પરાક્રમો પરદેશી પ્રોટીયાને ટક્કર મારે તેવાં છે,

વાંચક તમને અજાયબી અને અતીશયોકની લાગશે, અને મ્હારા લખાંણને અસત્ય માનશો, પરંતુ શંકા લાવ્યા વગર વાંચજો જે કાંઇ વર્ણન કરવામાં આવ્યું છે તે સત્ય છે, અને જેના પુરાવા લેખક પાસે જોઇએ તે કરતાં વિશેષ છે, તેમજ લેખકે પુરતા અનુભવથીજ આ લખેલું છે.

દોહરો.

ભોળી થઇ અબળા બીચારી, ખાય સોગન આકરા;
નારી નફટની જાત એ, કર્યા આબરૂના કાંકરા;

કોઇના લલાટમાં સત્કર્મો કરી સુવિખ્યાત થવાનું લખાયું હોય છે, ત્યારે કોઇના કર્મમાં કાળા કર્મો કરી કલંકિત બનવાનું નિર્માયુ હોય છે, એક જગત ઉપર ઉપકાર કરે છે, બીજો જનસમાજમાં કાળો કેર વર્તાવે છે, એકના દર્શન માટે દુનિયાં તલસે છે, બીજાના પડછાયાથી પણ લોકો ભડકે છે, અને દુર દુર નાસે છે, એક દુનિયામાં દેવ જેવો ગણાય છે. બીજો દાનવનર પિશાચ તરીકે પરખાય છે, બન્ને માનવ પ્રાણીજ છે. એક સારાં કર્મથી સંસારમાં સત્કાર પામે છે, બીજો પોતાના બુરા કર્મોથી તિરસ્કારાય છે, એ કર્મનો સંસ્કાર છે, સુકર્મોને સત્કીર્તી વરે છે, કુકર્મના કપાળે કલંકનો કાળો ડાઘ ચોંટે છે. સુકર્મની સીડીનું એક પણ પગ થીયું ચુકતાં મનુષ્ય ધીરે ધીરે કુકર્મના કુવામાં ઉંડો ને ઉંડો ઉતરતો જાય છે.

પાપના લોહ ચુંબક તરફતે વધારે ને વધારે આકર્ષાય છે, અને છેવટે તેનું અદઃપતન થાય છે, તે મનુષ્ય મટી રાક્ષસ બને છે.

નવી વાડીની 'નાંમીચી નંદુબાઇ બીજી પંક્તિનું મનુષ્ય હતી અને છે, જન્મથી તો તે ઉત્તમ હતી, ઉત્તમ અને ખાનદાન, તેમજ આબરૂદાર કુટુંબમાં જન્મેલી, આબરૂદાર ગ્રહસ્થ સાથે લગ્ન ગ્રંથીથી પરણેલી, તેના મરહુમ સ્વામીએ મરતી વખતે રૂપીઆ ૧,૨૫૦૦૦ લગભગ સવા લાખ રૂપીઆની' ગંજાવર દોલત મુકેલી, રાજ વૈભવ અને બાદશાહી ઠાઠમાં રહેલી, છતાં પુર્વ જન્મના સંસ્કારોથી કહોકે ભાગ્ય રેખા ઉંધી પડેલી હોથી કહોકે, ઇશ્વર ઇચ્છાથી, કહો પરંતુ મંદીરમાં પળતી સુંદર ગાય લીલા ઘાચનો ચારો મળવા છતાં જેમ ઓખર કરવાની કુટેવ છોડતી નથી, તેવીજ રીતે જાણી બુજીને સમજવા છતાં કાયમ અધોગતીના માર્ગેજ જેને ગ્રહણ કરવાની કુટેલ પડેલી તેનાથી સત્કર્મ થતાંજ નથી, જો નંદુએ પોતાની બુદ્ધી અને પરાક્રમોનો સત્કાર્યોમાંજ ઉપયોગ કર્યો હોત તો જગતની મ્હાન દેવી તરીકે પુજાય એટલી અનહદ શક્તીઓ ઇશ્વરે અર્પેલી છે, છતાં તેનો સદ ઉપયોગ કરીશકવાની પ્રેરણા પરમાત્માએ અર્પી નથી, અફસોસ. વ્યભિચાર કરવો, જુગાર રમવો, ઘોડાની રેસમાં જવું; ઘોડાની પરિક્ષા કરવી, ગાડી ઘોડા હાંકવો, ઉધાર જાંગડ માંલ લાવવો, દુધ, ઘી, દાંણા, કાપડ, દરદાગીના, ઝવેરાત, વિગેરે પોતાને જોઇતી સામગ્રી ઉધાર લાવવી,

સારામાં સારા હુશીયાર વકીલ, બેરીસ્ટર, સોલીસીટર વિગેરેને થાપ આપવી, કોઇપણ કાર્ય કરતાં કાયદાની ચુંગાલમાં આવવું નહી, કદાપી સપડાઇ જવાય તો અબળાનાં આંસુપાડી છુટી જવું, કોઇની ઉપર ખોટી ચોરીનાં આળ ચહડાવવાં, પોલીસ, પોલીસ કોન્સટેબલો, વીગેરેને થાપ આપવી અને છેલે અંતે વિકટોરીયાવાળાઓ તેમજ ભાડે રાખેલાં મકાનોનાં ભાડાં ચુકાવવાં નહી. એ તો બધી ડાબા હાથની રમતો જેવા જેને મન ખેલ છે એ ખેલ કેવી રીતે રમવામાં આવતા તેનું વર્ણન હું જેટલો વખત નંદુની સાથે રહી, અને મેં નજરે જોયેલું છે તે યથાશક્તી વર્ણન આપેલું છે મેં પ્રથમ વર્ણવ્યા પ્રમાણે મનહર અને હું તેની સાથે હળી ગયા પછી નવીવાડીની સામેની જગ્યા ખાલી કરીને પ્રિન્સેસ સ્ટ્રીટમાં રહીમ બીલ્ડીંગમાં રહેવા ગઇ ત્યારથી તેનાં પ્રપંચી પરાક્રમો મ્હારા જોવામાં આવ્યાં તે છેવટે મૃત્યુ પથારીએ પડી અને જ્યાં સુધી મ્હને શુધ્ધી હતી ત્યાં સુધીમાં તેહના રમાયેલા પ્રપંચોનું વર્ણન કરૂં તો પુસ્તકોનાં પુસ્તકો લખાય, પરંતું એટલો સમય નથી, માટે દાખલા રૂપે જે કાંઇ યથા શક્તી વર્ણન થયું છે તેજ કર્યું છે.

---

## રહીમ બીલડીંગ.

મારકીટ તરફથી જતાં જમણા હાથે, અને કાલબાદેવી તરફથી આવતાં ડાબા હાથે; જાણીતા હરણ છાપની છત્રી ઓના બનાવનાર અને વેચનાર બાદશાહી વેપારી શેઠ ઇબ્રાહીમ કરીમ છત્રીવાલા તરફથી લાલ સંગેમરમના પથ્થરોથી બંધાએલો બાદશાહી મ્હેલ જેને રહીમબીલ્ડીંગના નામથી ઓળખવામાં આવે છે, જેમાં લોયતળીએ હાલ પોતાની દુકાન છે, તે સંગેમરમના શહી મ્હેલનો ચોથો માલ નંદુએ આખો પોતે ભાડે રાખ્યો હતો, તેમાંથી એક દીવાનખાનું અને એક રસોડાની ઓરડી પોતાના વપરાસ માટે રાખીને બાજુનાં બીજાં બે દીવાનખાંના અને ઓરડીઓ ભાડે આપેલાં હતાં, જેમાંના એકમાં શા૦ ચંદુલાલ પુનમચંદ બાપુજી વહોરા નામના પાટણના વતની શ્રોફની પહેડી હતી જેઓ હાલ નાદાર થયેલા છે, અને બીજામાં ચીમનલાલ પુંજીરામ પંડયાનામે એક વિસનગરના બ્રાહ્મણ નંદુનો કારભારી–દલાલ રહેતો હતો, આ બેઉ પેટા ભાડુતો પ્રપંચી પુતળી નંદુના પ્રપંચોમાં અડકતરી રીતે અંજાણતા સામેલ હતા અને નંદુ હથીયાર રૂપે તેમનો ઉપયોગ કરતી, ચીમનલાલ પુંજીરામ પંડયા પોતાનાં કૃત્યો માટે છ માસની વગર ભાડાની સહેલગાહ કરી આવ્યા છે, તે ઉપરાંત કેટલાક માંગનારની ડીક્રીયો હોવાથી ચોરી છુપીથી મોહમઇ મુંબઇ નગરીમાં પોતાનો વાસ કરી રહેલા છે. તેમ ચંદુલાલ

ની સ્થીતી તેથી પણ વિષેશ  કફોડી છે બીજી વાર્તાના પ્રસંગે તેનું વર્ણન અપાશે, અસ્તુ.

---

## હમારૂં દીવાનખાનું.

જે દીવાનખાનું અને ઓરડી હમારા વપરાસમાં હતાં, તેને ગ્રહસ્થાશ્રમીના ઘરની માફક સણુધારેલું હતું, આખા ચોથા માલના રૂ. ૧૮૦) માસીક ભાડુ હતું, તેમાંથી શેઠ ચંદુલાલ પુનમચંદ પાસેથી રૂ. ૬૦) લેવામાં આવતા હતા તેમ ચીમન લાલ પાસેથી પણ તેટલાજ લેવાતા હતા, બન્ને પેટા ભાડુત હતા અને તે બન્નેનું ભાડું રૂ. ૧૨૦ નંદુ લેતી હતી.

ચોથો માળનો દાદર પુરો થતાં ડાબા હાથે સામેજ હમારે રહેવાનું દીવાનખાનું હતું, જેના બહારના ભાગમાં એક હોલ બેલ હતો, અને ઓફીસોની માફક હાફડોર હતાં, દીવાનખાનામાં દાખલ થતાંજ સામે (લુકીંગ ગલાસ) મ્હોડું જોવાના આખા આરસાવાળાં મ્હોટાં બે કબાટ હતાં, મધ્ય ભાગમાં (રાઉન્ડ ટેબલ) ગોળ આરસ પહાણનું ટેબલ અને તેને ફરતી ચાર પાંચ ખુરશીઓ હતી, એક બાજુ ખુણામાં ગાદલાંઓથી ભરચક (બ્લેક વુડ) શીસમનો પલંગ અને તેહની પાસે તેવીજ આરામ ખુરશી અને એક ઓકવુડની ઝોલા ખુરસી ઉપરાંત અનેક જાતના મઢેલા ફોટોગ્રાફ અને પોતાના સ્વામીનું મ્હોડું

ઓઇલ પેંટીંગ વીગેરેથી દીવાનખાનાને શુશોભિત રીતે સણધારેલું હતું.

દીવાનખાનાનો સણગાર, પેટા ભાડુત, અને ચોથા માલનો વાસ એ પ્રપંચી પુતળી નંદુના પ્રપંચો ખેલવાનાં મુખ્ય સાધન હતાં તે ઉપરાંત ગોકલદાસ ચીમનરામ નામે જાણીતા હુંડીના દલાલ મુલતાની સાથે આડો વહેવાર હતો અને તે હુંડીનો દલાલ નંદુને હુંડી ઉપર નાણું ધીરાવતો તેમ જેણે નંદુને નીચોવીને છેવટ સુધી પાયમલ કરી છે અને અધોગતીને પગથીયે ઉતારી મ્હારૂં તથા નંદુનું જીવન નષ્ટ ભ્રષ્ટ કરી નાંખ્યું, તે મુખ્ય મદદગાર સાધન રૂપ હતો જે હાલ મ્હારી માફક પોતાનાં પાપ પુન્યનો હીસાબ આપવા આ ફાની દુનીયા તજી પરલોક સીધાવ્યો છે.

---

### પ્રપંચી પરાક્રમની પહેલી રીત.

જ્યારે કોઇ વેપારીનો માલ ઉધાર લાવવાનો હોય, ત્યારે તે વેપારીને મ્હોં માગ્યો ભાવ આપી માલ ખરીદ કરે જે આંકડો થાય તેમાંથી યોગ્ય રકમ આપે, બાકીની રકમ માટે તે વેપારીના માણસને માલ લઇ પોતાની સાથે આવવા કહે, પોતાને ઘેર આવ્યા પછી માલ ઠેકાણે મુકી ડાબડુ માં રાખી

બાજુના પેટા ભાડુતો પાસે ભાડાની ઉઘરાણી કરે, અથવા આડાં અવળાં બહાનાં કહાડીને સાથે આવનાર માણસને કાંઇક બક્ષીસ આપે, અને બીજી વખતે આવવાનો વાયદો કરે, એ પ્રમાણે કરતાં બે ચાર દીવસ થઇ જાય કે પછી રોકડો જવાબ આપે કે તમારાથી થાય તે કરી લેજો, વેપારી ફરીયાદી કરે ને ડીકીયો થાય, એવી સંખ્યાબંધ ડીકીયો થયેલી પડેલી છે.

## પ્રપંચી પરાક્રમની બીજી રીત.

વીકટોરીઆવાળાને આખો દીવસ ફેરવીને સાંજના ભાડુ આપતી વખતે રૂ. ૧૦૦ ની નોટનો કટકો કહાડીને કહેશે કે પરચુરણ લાવ, વીકટોરીઆવાળા પાસે રૂ. ૧૦૦ નું પરચુરણ હોયજ કયાંથી? પછી તેને ઉપર ચોથે માલ બોલાંવી બેસાડી સમજાવીને કહે કે હજી મારે આવતી કાલ જરૂર છે માટે બે દીવસનું સામટું ભાડુ આપીસ, માટે કાલે લઇ આવજે, બીજે દીવસ પણ તેજ પ્રમાણે કરે, વધારે તકરાર કરે તો ઉપરથી તમાચો ખેંચી કહાડતાં વાર નહીં, ને વધારામાં ગળે પડે બાઇ માણસને ગળે પડે છે ગરીબ બીચારો વીકટોરીઆવાળો પોતાનો ધંધો કરે કે તકરારમાં ઉતરે આ પ્રમાણે સંખ્યાબંધ વીકટોરીઆવાળાના પૈસા ડુબાવેલા છે.

એક ગરીબ બાઇની નંબર વગરની વીકટોરીઆ બે માસ સુધી સાથીક રૂપીઆ ત્રણસો ભાડું ઠરાવીને એક પાઇપણ આપી નથી. જે હજી પણ કળકળાટ કરે છે.

---

## પ્રપંચી પરાક્રમની ત્રીજી રીત.

કોઇ જગાએ મકાન ભાડે રાખવાનું હોય તો અગાઉથી ભઇયા અથવા મહેતાના હાથમાં સારી જેવી ભુરસી દક્ષણા મુકીને મકાનમાં પોતાનો વાસ કરે, એક બે અને ત્રણ મહીના થાય અને ફરીયાદી કરે, ડીકી થાય, અથવા કાચી ટાંચ લાવવાની તૈયારી હોય, એટલામાં શનીવારને દીવસે બે વાગ્યા પછી મકાન ખાલી કરી બીજી જગાએ રહેવા જાય, મોં માગ્યા ખટારાના ભાડાં આપી સામાન ખાલી કરી નાંખે, પાછી કયાં રહેવા ગઇ તેનો પતો પણ મળવો મુશ્કેલ પડે, રહીમ બીલ્ડીંગમાંથી ખાલી કરી પરેલ રહેવા ગઇ, પરેલથી ખાલી કરી ખેતવાડીમાં બે ચાર માળા બદલ્યા, છેવટે મુંબઇ મુકીને બહાર ગામ પણ એજ પ્રમાણે પોતાના પ્રપંચો ચાલુજ રાખતી, આ પ્રમાણે પ્રપંચ રમવાની અનેક રીતો પુર્વ સંસ્કારથીજ શીખેલી નં દુબાઇ હતી. અને હજી હયાત છે. એ શીખવાને માટે કોઇ નિશાળ, કોલેજ હોતી નથી. અહેરબાનીની ખાતર કોઇએ શીખવી નહી.

મ્હારા લગ્ન વખતે મંગાવેલી સામગ્રીમાં પુલવાલા માળીના, ગાંધીના, અને છેવટે બેન્ડવાળા શીખેના પૈસા ચુકાવ્યા નથી જગતમાં ચોખું રેતીમાં વહાણ ચલાવવું હોય તો નંદુ જેવી બીજી કોઇ ઉસ્તાદ ગુરૂ શોધતાં મળે તેમ નથી. એ નિર્વીવાદ વાર્તા છે. અસ્તુ.

ભલભલા ઉસ્તાદોને ટક્કાર મારે તેવા પ્રપંચોથી ભરેલી નંદુના પ્રપંચોમાં ભલભલા ભોળવાય તો પછી મ્હારા જેવી ભોળી બાળા ભોળવાઇને પતંગીયા રૂપે પછડાય તેમાં નવાઇ નહી. તેમજ મ્હારા થનાર ભાવી પતિ પણ ભોળવાયા, "ગરજવાનને અક્કલ હોતી નથી." તેવી રીતે હાલ તરત ઘડીતો નંદુની જાળમાં સપડાયા અસ્તું.

---

## મ્હારા લગ્ન નક્કી થયાં.

પ્રથમ કરેલી વાતચીત પ્રમાણે સામ સામી સરતો પાકી થઇ, વરક.યાના નામે રૂ. ૨૦૦૧ પાવલા તરીકે બેંકમાં ડીપાઝીટ મુકવાનું આગળથી નક્કી કરી રાખેલું હતું, તે પ્રમાણે રૂ. ૨૦૦૧, નો મુંબઇ બેંકનો એક ચેક નંદુબાઇને આપવામાં આવ્યો, બાજુમાં રહેતા શ્રોફ ચંદુલાલ પુનમચંદ બાપુજી વહોરાને બતાવવામાં આવ્યો, ચેક બરાબર છે એમ ખાત્રી થઇ, નંદુબાઇ એ સામો એક લેખ એવી મતલબનો લખી આપ્યો કે વણીકની

કુવારી કન્યા તેનાં માતા પિતા હયાત નહી હોવાથી મેં પાળી પોશીને મ્હોટી કરેલી, જેનું મ્હારા શીવાય કોઇ વાલી નથી, તેનું લગ્ન વૈશ્ય વિધી પ્રમાણે ત્રણ ચાર દીવસમાં સારૂ મહુરત જોઇ કરી આપવું, મ્હારા ભાવિ પતિ વૈશ્ય હતા અને છે જ્યારે નંદુએ પોતાની જાત છુપાવી હતી, મ્હારા પતિએ એ લેખ ઉપર વિશ્વાસ રાખીને લગ્ન કર્યા હતાં, બે માણસોએ સહી શાખ સાથેનો તે લેખ હજી કાયમ છે, આ પ્રમાણે આમળ સામન કરાર પુર્ણ થયે વરના હાથમાં રૂપીઓને નાળીએર આપવામાં આવ્યાં, અને બ્રાહ્મણે બીજી કેટલીક ક્રીયાયો કરી, શું થાય છે તેની મ્હને તો તે વખતે કશી સમજ પડીજ નહી, ચાવી આપેલા પુતળાની માફક નંદુ જે કાંઇ હુકમ ફરમાવે તે પ્રમાણે હું તો ચાલતીજ હતી.

આ પ્રમાણે મ્હારા લગ્ન બે ત્રણ દીવસમાંજ કરવાનું નક્કી થયું હતું વેહવી શાળ તો થઇ ચુકયું એટલે મ્હારા માટે કપડાં લત્તાં શીવડાવાની તડામાર તૈયારી થવા લાગી, કાપડીઆને બોલાવામાં આવ્યા, અને મ્હને મનપસંદ ચણીયા, ચોળી, પોલકાં સાડીયો વીગેરે તૈયાર કરવા દરજીઓ ઘેર બેસાડી દીધા, અને બે દીવસમાં બધું તૈયાર થઇ ગયું.

મ્હારા પતિએ મ્હને મન પસંદ જોઇતા પ્રમાણમાં કપડાં લતાં ખરીદ કરવાની રજા આપેલી હોવાથી નંદુભાઇએ છુટા હાથે ખર્ચ કર્યો, બધો હીસાબ લગ્ન થઇ ગયા પછી પેહડી

ઉપરથી ચુકાવવાનો હતો અને ચુકવ્યો પણ છે, જેનો આંકરો લગભગ રૂ. ૧૦૦૦ નો થયો હશે, દાગીના લાવવાનું પોતાને માથે રાખેલું હતું, બીજે દીવસે તે પણ મ્હને પસંદ કરાવા માટે લાવ્યા હતા, છતાં આપ્યા નહોતા, લગ્ન થઇ ગયા પછી કોર્ટ લડતી વખતે તેમાંના કેટલાક સેફડીપોઝીટમાં મુકાવ્યા હતા, જે તેમને મળ્યા છે છતાં નંદુબાઇ કેટલાક ચાંઉ કરી ગઇ છે, જેની દાદ ફરીયાદ નથી, તેમજ સેફડીપોઝીટમાં મુકેલા પણ જો નંદુબાઇ ચાંઉ કરી ગઇ હોત તો વાંધા જેવું ન હોતું, પરંતુ એટલી કાચી હતી કે બન્યું નહી તે પરમાત્મા જાણે હું કાંઇ સમજી શકી ન હોતી અસ્તુ.

---

## મ્હારાં લગ્ન થયાં.

ચાર દીવસ પછી જોતિષીએ કહાડી આપેલા મહુરત પ્રમાણે તા૦ ૧૮ મી ડીસેમ્બર ૧૯૧૯ ને દીવસે લાડની વાડીમાં યથા વિધી બ્રાહ્મણે હમારો હસ્ત મેળાપ કરી આપ્યો, સુર્ય, ચંદ્ર, અગ્ની, વાયુ અને વરૂણ પંચ મહાદેવો અને પૃથ્વીને સાક્ષી રાખીને હમે દંપતીએ પ્રતિજ્ઞાઓ લીધી, મ્હને ખબર નથી કે શી પ્રતિજ્ઞાઓ લેવાય છે, બ્રાહ્મણ જે પ્રમાણ બોલે તે પ્રમાણે હું તો હાએહા કર્યા જતી હતી, તે પ્રતિજ્ઞાઓમાંથી એકે મેં પાળી નથી, માટે મેં લીધીજ નથી એમ કહું તો

ચાલીજ શકે, બ્રાહ્મણે પોતેજ લીધી હું તો એમજ માનું છુ પ્રિય પાઠક થયું હમારાં લગ્ન અત્યારે તો ઢીંગલા ઢીંગલીની રમત જેવાં થયાં વર કન્યા મટીને દંપતી થયાં.

---

## લગ્નમાં–પ્રપંચ.

નંદુભાઇનો ઉમંગ લગ્ન પહેલાં જુદી જાતનો હતો, અને તેથી લાડની વાડીને સણઘારવામાં કચાસ રાખી નહોતી, મોહ મઇ મુંબાપુરીમાં એ ઘડીની બાદશાહી ઉભી કરવાને જે ચીજ જોઇએ તે ભાડે મળે છે, પછી નંદુભાઇ લાડની વાડીને સણઘારવામાં કચાસ શા માટે રાખે? ભાડું આપવું હોય તોજ ચીંતા છે, કામ પુરૂં થએ ભાડાવાળાને ગરજ હોય તો પોતાનો માલ ઉપાડી જાય, નહીં તો ભલે ને લાડની વાડીમાંજ પાડયો રહે આ પ્રમાણેના સંજોગો વચે વાડીના સણઘારનું વર્ણન કરવાની મ્હારામાં શક્તી નથી માટે દરગુજર કરશો, પરંતુ એટલા ઉપરથી અનુમાન બાંધશો કે તાંબાના ગોળાની ચોરી બાંધી હતી, અને તે ચોરીનો મંડપ આખો પુલોથી સણઘારેલો હતો, કોઇ કરોડપતીની કન્યા પરણતી હોય છતાં જે ધામધુમ કરવામાં નહીં આવે તેટલી ધામધુમ મ્હારાં લગ્ન વખતે નંદુએ કરી હતી શા માટે કરી હતી તે જાણો છો?

પ્રપંચી પુતળી નંદુના પ્રપંચોમાંનો આપણ એક પ્રપંચ હતો, જેમ લગ્ન કીધામાં હું કાંઇ સમજી નહી તેમ નંદુના પ્રપંચો પણ મ્હારા સમજવામાં આવ્યા નહી; તેમ છેવટ મરતાં સુધ્ધી હું શમજીજ નથી,

*મ્હારા પતિ બધુ સમજતા હતા અને તેમણે મ્હને બધુ સમજાવ્યું ત્યારેજ ખબર પડી, બાકી મ્હને ભોળી ભાળી છોકરીને ખરેખર ફસાવી પોતાનો નિચ સ્વાર્થ સાંધવા માટેજ આ લગ્ન કીધાની પ્રપંચી રમત આદરી હતી, ખરે ખરાં લગ્ન તો હાઇ કોર્ટેજ કરી આપ્યાં. છતાં હું તો પતિ વિરહીણીજ મૃત્યુ પામીછું, તેમ નંદુનો નિચ સ્વાર્થ પણ કોઇ રીતે સર્યો નથી, તે આગળ ઉપર વાંચવાથી સમજાશે.

મ્હારે એક વાત વાંચકોને જણાવાની રહી જાય છે, હમારા ચાંદ્લા થયા તેને બીજે દીવસે મ્હારા પતીના કારભારી નિર્ભય રામ પાસથી નંદુએ રૂ. ૧૦૦૦) હાથ ઉછીના તા૦ ૩૧મી ડીસેમ્બરે આપવાની સરતે માંગ્યા હતા, તેમાંથી મ્હારા પતિની રજા લઉને હજાર નહીં આપતાં રૂ. ૫૦૦) આપ્યા હતા, જેની શહી પત્રી નહોતી, છતાં તે રૂપીયા મેળવવા સ્માલ કોઝમાં દાવો કર્યો હતો, પરંતુ નંદુપાસે હોય શું તે આપે? વળી કોર્ટના ઇન્સાફમાં તે દાવો કહાડી નાંખીને રૂપીઆ ૫૭ નું સામુ હુકમનામુ કરી આયું એ પણ બ્રિટીશ ન્યાયની બલ્લાહારી જ સમજવાની છે, નંદુએ લગ્ન કીધાને લગતો પરચુરણ ખર્ચ

તે રૂપીઆમાંથી કર્યો હતો, એટલે "બાઇના પુત્ર બાઇને શોભા મ્હારા ભાઇને" હેવા હીસાબે હું પરણી હતી.

મ્હારા લગ્ન સંબંધીની હકીકત મ્હારી બેહેનને અથવા મ્હારા પિતાશ્રીને ખબર આપવામાં આવી નહોતી, પરંતું મ્હારા પિતાશ્રીની પડોશમાં રહેનાર કેટલાક ગ્રહસ્થો મ્હારા પતિના મીત્ર થતા હોવાથી તેમની તરફથી લગ્નમાં ભાગ લેવા આવેલા હતા, તેમને જોઇને નંદુબાઇ કાંઇક ઝંખવાણી પડીને ગભરાઇ ગઇ હતી, નંદુના સમજવામાં આવ્યું કે તે મ્હારા પિતાશ્રી અથવા મ્હારી મ્હોટી બેહેનના જાણવામાં આવશે તો વખતે કોઇ જાતનું વિઘ્ન આવી પડશે, અને પોતાની ધારેલી ધારણા પુરી પડશે નહી, પરંતુ તેવું કાંઇ બને તેમ ન હોતું, છતાં નંદુબાઇએ પ્રથમથી સાવચેત રહીને તેને માટે પણ તૈયારી કરી રાખેલી હતી, અને પોતાના છુપા જાસુસો રોકેલા હતા, અને પોતે ઉપર ઉપરથી આનંદમાં દેખાતી હતી, પણ અંદરથી કાંઇક કચવાઇ ગઇ હતી, અને તેનું કારણ મ્હારા સમજવામાં આવ્યું નહી.

લગ્ન ક્રીયા ચાલતી હતી તે વખતે ચોથા મંગળ ફેરા વખતે મ્હારા પતિના મીત્રો વિગેરેને બાજુ ઉપર બોલાવીને નંદુએ કહી દીધુ કે આજે વીદાયગીરી આપવાની નથી આવતી કાલે જમાડીને પહેરમણી આપીને વીદાયગીરી આપીશ, કેટલીક

આનાકાની અને રકઝ'ક પછી મ્હારા પતિ એ તે વાત કબુલ કરી.

ખરી રીતે જોતાં લગ્ન ક્રિયા થઇ ગયા પછી વર-કન્યાને વળાવવાં જોઇએ છતાં મ્હારા સંબંધમાં એ પ્રમાણે બન્યું નહીં શા માટે નહી બન્યું તે સમજવાની શક્તી મ્હારામાં નહોતી.

મ્હારા પતિએ એક હુન્નરી અને કળાબાજ માણસ હતા, અને છે, તેમણે પોતાના મિત્રને બોલાવીને બીજે દીવસે લગ્ન ક્રિયાને લગતા કેટલાક ફોટોગ્રાફો જુદી જુદી પોઝીસના લેવરાવ્યા હતા તે હજી હયાત છે નંદુ અને હું એકબા સમજ્યાં નહોતાં હસે આનંદમાં ફોટોગ્રાફો લેવરાવ્યા હતા હમને ખબર નહોતી કે તેનો ઉપયોગ ભવિષ્યમાં કેવી રીતે કરવામાં આવશે.

બે દીવસ જાંનયાઓને બંઉ વખત જુદી જુદી જાતની રસોઇઓ કરીને જમાડયા પછી બીજે દીવસે રાત્રે પહેરામણી આપી અને સઉમાં વાહવાહ કહેવરાવી, નંદુબાઇએ કન્યાદાનમાં સુખેથી વસ્ત્ર અલંકાર આપ્યાં, જમાઇને તેમજ તેમના લાગતા વળગતાઓને યોગ્યતા પ્રમાણે આપ્યું અને તકલાદી જશ મેળવ્યો, જેનું સંપુર્ણ વર્ણન આપવાની જરૂર નથી. જેવી રીતે વ્યહવારીક બાબતોમાં બને છે તેમ થયું. અને તે તમામ ખર્ચ મ્હારા પતિ તરફથી મળેલા

પાંચસો રૂપીઆમાંથી થતો હતો, મ્હારા પતિ અને ત્હેમના લાગતા વળગતાઓને યોગ્યતા પ્રમાણે આપ્યું, છતાં મ્હને આપવાનાં વસ્ત્ર, અલંકારો તો નાંમનાંજ આપ્યાં, ગણવાનું હતું, કારણ કે જો મ્હને સાસરે વળાવાની હોત, તોજ મ્હને આપીને વળાવત, પરંતુ વિદાયગીરી તો આપવાનીજ નહોતી, પછી મ્હને આપ્યું ગણાયજ કેવી રીતે માત્ર જાહેર કર્યું કે કન્યાદાન માં રૂ. ૨૦૦૧, અને ઉપરથી વસ્ત્ર અલંકાર, કોણ આપે છે, અને કોણ લે છે, મ્હોડાની મોળ ભાંગમાં કાંઇ પૈસા પડતા નહોતા, અસ્તુ.

આ બધીકીયા હેવી રીતે કરવામાં આવતી હતી કે જેમ એક પારધી પક્ષિઓ પકડવા માટે દાંણા નાંખે છે, અને દાંણા ખાવાની લાલચે બેઠેલાં પક્ષીઓ ઉપર-ઉપરથી જાળ નાંખવામાં આવે છે, જેમાં ભાગ્યશાળી પ્રાણીયો ઉડી જાય છે, ત્યારે બીચારા નિર્ભાગી જીવો સપડાઇ જાય છે, નંદુએ આજ સુધીમાં હાવા પ્રકારની કેટલીક જાળો નાંખેલી હતી. જેમાં દરવખતે ફાવતું આવતું હતું. પરંતુ આ વખતની મ્હોટી જાળ મ્હને અને મ્હારા પતિને સપડાવા માટે પાથરી હતી, જેમાંથી મ્હારા પતિ છટકી ગયા, પરંતુ મ્હારૂં જીવન નૃષ્ટ ભ્રષ્ટ કરી નાંખ્યું, છતાં આ જાળ એવા વિચીત્ર પ્રકારની હતી કે, હમે દંમ્પતી તેમજ નંદુ પોતે પણ હયાત હશે ત્યાં સુધી યાદ કરશે; મહારા પતિ કાંઇક શાણાં અને કળાબાજ હોવાથી ધૈર્યતાથી હાલ તરત તો નંદુના કહેવા પ્રમાંણે બધું હાએહા કરતાજ ગયા, લગ્ન કીયા, પહેરાં-

માંણી અને કન્યાદાંન વિગેરે તમામે કાર્ય પુર્ણ થઇ ગયું, છતાં વીદાયગીરી આપી નહી શા માટે આપી નહીં તે સમજવાની શક્તિ મ્હારામાં નહોતી, કારણ હું નંદુનું ચાવી આપેલું કળવાળું પુતળુ હતી. એ મ્હેં પ્રથમજ ખુલાસો કરેલો છે. અસ્તુ.

---

## મહાન પરાક્રમી પ્રપંચ નાટકની શરૂઆત.

પ્રિય પાઠક અને પાઠીકાઓ તમારાં પણ કોઇક દીવસ લગ્ન તો થયાં હશે! નહી થયાં હોય તો થવાનાં હશે! પરણ્યાં નહીં હો તો કોઇની જાંનમાં પણ ગયાં હશો? પાટે નહી બેઠાં હો તો પડખે પણ બેઠાં હશો; અનુભવ્યું નહી હોય પણ જાંણ્યું તો હશે; કે નવ વિવાહીત ખીલતી કળી રૂપ કન્યાને લગ્ન વખતે કયા પ્રકારનો આંનંદ હોય છે, તેમાંય મ્હારા આંનંદની તો શીમાજ શા માટે હોય, આપ જાણો છો? મેં પ્રથમ વર્ણવ્યા પ્રમાણે સંસાર નૌકાના પાત્રોમાં બતાવેલી શ્યામાની માફક મહારો જન્મ થયેલો હતો, સમાજ અને રૂઢી ની બળવાન બેડીયોથી કોઇ હાથનો ધરતો મળતોજ નહોતો, પિતાશ્રીને ત્યાં ભુખ દુ:ખમાં ઉછરેલી, જેને પરણવાની આશા જ નહોતી, તેનાં લગ્ન નંદુબાઇ જેવી ભાડુતી માતા હાવા પ્રકારની ધાંમધુમથી કરોડપતીની કન્યા માફક કરે, અને એક કળા નિપુણ પતિ સાથે પરણું એ મ્હારાં અહો ભાગ્યની સીમા

હતી, છતાં મ્હને આનંદ નહોતો, શા માટે નહોતો? હું નંદુનું ચાવી આપેલું કળનું પુતળું હતી, તેથીજ આનંદ નહોતો, જે દીવસે મહારાં લગ્ન થયાં તે દીવસે તેમજ તેને બીજે દીવસે કોઇએ મ્હને કોઇ જાતની દવા આપી હોય, અથવા મહારી ઉપર મેસમેરાઇઝ, કે હીપનો ટાઇઝ કરી હોય, તે પ્રમાણે હું સુધ્ધી વગરની હતી, છતાં એટલું યાદ છે કે જે દીવસ પહેરાંમણી આપી તે રાત્રે હું હીસ્ટ્રીયાની માફક ધુણતી હતી, અને મ્હારા શરીરમાં દેવીનો વાસ છે અથવા લગ્ન કીયાની અંદર કોઇ જાતનો દોષ થવાથી ગોત્રજ દેવી નડે છે, તેનો ઉતાર કરવામાં આવતો હતો; ભુવારૂપે એક બ્રાહ્મણ ધુણતો હતો આ વખતે મ્હારા પતિ પોતાની પહેડી ઉપર હતા તેમને બોલાવવામાં આવ્યા હતા.

મ્હારા પતિ વિક્રમાદીત્યની વીસમી સદીમાં વસ્તા હોવા છતાં, આચાર વિચાર અને રહેણી કરણી ૭૦૦૦ હજાર વર્ષો પુર્વેની ધરાવતા હતા, ચુસ્ત સનાતન આર્ય ધર્મને માન નારા હતા ભુત ભુવા અને દોરાધાગાને માનનારા નહોતા, ચા-અને હોટલો સામે તીરસકાર હતો વર્ણાશ્રમ ધર્મ જન્મ થી નહી પરંતુ કર્મથી માનનારા છે, જ્ઞાતી બંધનની ગુલામી બેડીયોની દરકાર કરતા નહોતા છતાં જ્ઞાતી સમુહને માન આપે છે, રામ, કૃષ્ણના ગુણોના પરમ ભક્ત છે, અસ્તુ.

નંદુબાઇના આદરેલા ઢોંગોનું તરત અવલોકન કર્યું અને હાલ તરત વખત તો પોતાના પ્રભાવથી મ્હને શાન્ત

પાડી ભુવા રૂપે ધુણતા બ્રાહ્મણને રજા આપી, રાત્રે આરામ-થી મેં નિદ્રા લીધી. પરંતું નંદુબાઇ, મ્હારા પતિના સ્વભાવ અને રહેણી કરણીથી ચેતી ગઇ કે આ મનુષ્ય પાસે ભુત ભુવાને માતાનાં કારસ્તન આપણાં ચાલે તેમ નથી. અખંડ રાત્રી• વીચાર કર્યા પછી પ્રાતઃકાળે લગ્નને ત્રીજે દીવસે, હમે હમારો સરસામાન ઉપાડી લાડની વડી છોડી પ્રીનસેસ સ્ટ્રીટમાં નંદુને ઘેર પાછાં રહીમ બીલ્ડીંગમાં ગયાં.

મ્હારા પતી અવાર નવાર હમારે ઘેર આવવા લાગ્યા અને મ્હને પોતાને ઘેર લઇ જવાની માગણી કરવા લાગ્યા નંદુબાઇ એ એક બહાનું શોધી કહાડયું, હમારાં લગ્ન થયાં તે દીવસ વદબારશનો હતો, તેથી પછી ચૈદશ અમાંસ આવતાં હતાં, માટે ચૈદશ અમાંસ ગયા પછી મહાલક્ષ્મી માતાએ પગે લગાડી, છેડા છેડી બાંધેલાં હોય છે તે છુટાં કરીને વિદાયગીરી આપશું, હેવું તેમણે કહ્યું, મ્હારા પતિએ તે પણ કબુલ કર્યું. તેમ કર્યા વગર છુટકોજ નહોતો.

વાત કરતામાં બે દીવસ નીકળી ગયા આજે એકમને મંગળવારનો શુભ દીવસ હતો, પ્રાતઃકાળથી સારી સારી રસોઇ ની તૈયારીઓ થવા લાગી, કારણ આજે મ્હારા પતિને જમવાનું આમંત્રણ કરેલું હતું, બપોરે એક વાગ્યાના સુમારે ભોજન કાર્યથી નિવૃત થઇને હમે મહાલક્ષ્મી માતાએ પગે લાગી આવ્યાં છેડા ગાંઠણ છુટાં કર્યાં રાત્રીના મ્હને પતિ અહે વિદાય

કરી, જતી વખતે મ્હારા પતિને કહેવામાં આવ્યું કે આજનો દીવસ તમારે ત્યાં રહેવાનું છે, કાલથી તમે દંપતી મ્હારે ત્યાંજ રહેજો, કારણ કે મ્હારી ગુલાબ વગર મ્હને બીલકુલ ગમશે નહી, અને તમે પણ એકલા હોવાથી ગુલાબ ને પણ આખો દીવસ મુઝવણ લાગશે મ્હારા પતિએ તે વાત પણ કબુલ કરી, ધર્મ માતાની રજા અને આશિર્વાદ લઇને હું મ્હારા પતિ સાથે સાસરે ગઇ.

---

## રમણ્ય રમ્ય રાત–વસ્લની રાત.

પ્રથમ વર્ણવ્યા પ્રમાણે મ્હારા પતિની કાલબાદેવી ઉપર શ્રોફની પહેડી હતી, આગળના દીવાનખાનામાં પહેડીને લગતું કામકાજ ચાલતું હતું અને પાછળના બે ઓરડા રહેવાને માટે રાખેલા હતા જ્યાં પોતે રહેતા હતા, ત્યાં મ્હને લઇ ગયા, હું સાસરે ગઇ, પ્રથમ રાત્રીના સમાગમ વખતે મ્હારી ધર્મમાતાએ શિખવી રાખ્યા પ્રમાણે મેં કેટલાક રૂપીઆ ખુશાલી ના લાગ્યા અને તે પ્રમાણે તેમણે મ્હારા માંગવા પ્રમાણે રૂ ૬૦૧ નો એક ચેક લખી આપ્યો છતાં પાછલથી રૂપીઆ મળ્યા નહી; ચેક એમજ હવા ખાતો રહેલો છે પ્રિય પાઠક તમે સ્રી હો, યા પુરૂષ હો, છતાં જો તમારાં લગ્ન થયાં હોય તો નવ વિવાહીત દંપતીના પ્રથમ રાત્રીના સમાગમ વખતના આનંદની કલ્પના કરી લેજો, તે આનંદ કંઇ જાતનો હોય છે?

મ્હારામાં તે આનંદ નહોતો શામાટે નહોતો? તે હું સમજી શક્તી નહોતી, માત્ર રૂપીઆ મેળવવા પુરતીજ મ્હને સાસરે વળાવામાં આવી હતી, અને તે મેળવવા પુરતોજ મ્હને આનંદ હતો.

દોહરો.

ખાધુ નહી ભુખી રહી, નહી આવ્યા હોડકાર;
સ્વાદ હતો એ પાકમાં, હતી મુર્ખ જમનાર,
રસપુર્ણ વાની પીરસી, રૂડાં કનક પાત્રો લિધે,
રૂચી નહીં જમનાર, તો વાની તે શું કાંમની;

સડસડાસ કરતી રાત્રી પસાર થઇ ગઇ, પ્રભાતના પહોરમાં હું વહેલી ઉઠી, નાહી ધોઇ નિત્ય કર્મથી પરવારી તૈયાર થઇ ગઇ મ્હારા પતિ તો હજી નિંદ્રાવશજ હતા તેમને જાગ્રત કરી પ્રાતઃકર્મથી પરવારવા સુચના કરી, આઠેક વાગ્યાના સુમારે રામો ઘાઠી હમને બોલાવવા માટે આવ્યો હમારે સવારનો નાસ્તો ત્યાંજ લેવાનો હતો તેમજ જમવાનું પણ ત્યાંજ હતું અને હવે પછી હમેશાનું રહેવાનું પણ ત્યાંજ હતું. પરમાત્માની કૃપા. અસ્તુ.

---

## રામો ઘાટી.

પ્રિય પાઠક અને પાઠીકાઓ બધાંના વર્ણન કર્યા રામો ઘાટી તો રહીજ જાય છે, લાંબો, પાતળો ઉંચો અને બીહામણો દેખાવનો ઘાટી તેના દેશના ગુણ પ્રમાણે નિમક હલાલીથી તેની શેઠાણી નોકરી બજાવતો પાળેલા કુતરાની માફક નંદુના દરેક પ્રપંચી કાર્યોમાં મુખ્ય સહાયક હતો અને તેની સહાયતાથીજ નંદુ પોતાનાં પ્રપંચી કૃત્યો નિરવીઘ્ને પાર ઉતારતી હતી, જે હજી પણ નંદુબાઇ ભીખારી હાલતમાં ફરે છે છતાં પણ તેની સાથેજ ફરે છે. કોઇ વખત વિકટોરીઆમાં, સામી સીટ ઉપર બેસે છે તો કાંઇ વખત વિકટોરીઆ હાંકનારની બાજુમાં બેસે છે, દુકાનદારો ઘાટીવાળી શેઠાણી સમજીને આબરૂદાર જાણીને ઉધાર માલ આપતાં અચકાતા નથી, અને તેથીજ નંદુને પોતાની ઠગાઇઓ રમતાં, સફલતા મળે છે, અને રામો-ઘાટી નવા શીકારો શોધી આપવામાં મુખ્ય સહાયક બને છે તે રામો ઘાટી જેનું નામ પણ રામોજ છે તે રામો-ઘાટી આઠેક વાગ્યાના સુમારે પોતાની શેઠાણીના હુકમ પ્રમાણે હમને તેડવાને આવ્યો હું તો તૈયારજ હતી, મ્હારા પતિ વસ્ત્ર પરિધાન કરીને તૈયાર થયા અને હમે દંપતી નંદુબાઇના શાહી મહેલના શાહી દીવાન ખાનામાં રામાની સાથે ગયાં.

---

## પાછાં રહીમ બીલડીંગમાં.

નવેક વાગ્યાના સુમારે હમે દંપતી નંદુને ત્યાં ગયાં, નંદુબાઇએ આવકાર આપ્યો, ને હમારે માટે તૈયાર કરેલો નાસ્તો આપવામાં આવ્યો, મ્હારા પતિએ આપેલો ચેક મેં ખાંનગીમાં નંદુબાઇને આપ્યો, પડોશમાં રહેતા શ્રોફ શા૦ ચંદુલાલ પુનમચંદ બાપુજી વહોરાને તે ચેક આપવામાં આવ્યો, મેં મ્હારા પતિ પાસેથી રોકડા રૂપીઆ નહીં લેતાં ચેક લીધો એ બાબતમાં મ્હને કેટલોક ઠપકો મળ્યો, શા માટે મળ્યો તે હું સમજી શકી નહી.

દીવસો પછી દીવસો ગબડવા લાગ્યા, હમો દંપતી બાહ્ય આનંદમાં રહેતાં હતાં, હમેશાં રાત્રીને વખતે મ્હને મ્હારા પતિ નાટક, સીનેમા જોવાને અને ચોપાટી ફરવા લઇ જતા, હતા, અને મ્હને આનંદમાં રાખવા, રીઝવવા પોતાનાથી બનતો પ્રયત્ન કરતા હતા, છતાં મ્હને કોઇ જાતનાં આનંદ નહોતો, ઉપર ઉપરથી આનંદ બતાવતી હતી, અને કળના પુતળાની માફક દરેક કાર્ય કર્યાં જતી હતી.

મ્હારા પતિ મહાન ચતુર હતા, તે મ્હારા હાવા પ્રકારના વર્તનથી તેમજ મ્હારી ભાડુતી માતા નંદુબાઇનાં કેટલાંક વર્તન થી, તેમ પ્રથમ રાત્રીના સમાગમ વખતે માંગેલા છસો રૂપીઆ થી, ચેતી ગયા કે તેમની સામે કોઇ પણ જાતનું કાવતરૂ રચ

વામાં આવે છે, અને તેથી પોતે હુશીયારીમાં રહેવા લાગ્યા, મ્હારા વર્તન સંબંધી નંદુબાઇને ફરીયાદ કરી, જેના જવાબમાં તેમને શાન્ત વન કરવાને માટે, તથા પોતાનો વિશ્વાસ બેસાડવા મ્હારી પાસેથી એક પ્રેમી પત્ર લખાવી લીધો, જે હાઇ કોર્ટમાં રજુ કરવામાં આવ્યો છે. જેનો ટુંકસાર હેવા પ્રકારનો છે કે હું મ્હારા પતિને અંતઃકર્ણથી ચાહું છું, પરંતુ તે પત્ર મેં મ્હારી રાજી ખુશીથી લખ્યો, કે નંદુના શીખાવાથી લખ્યો, કે કેવી રીતે લખ્યો તે કહી શકતી નથી. મ્હારી તરફનો પત્ર મળવા છતાં, તેમને શાન્તી વળી નહોતી નંદુબાઇ પણ ચેતી ગઇ હતી, કે આ માણસ પાસે આપણી પાથરેલી જાળ ફાવે તેવી નથી. બને જણ પોતાની ગતમાં રમતાં હતાં, હું માત્ર તેમાં હથીયાર રૂપજ હતી, મહારા પતિને મ્હારો ખપ હતો, ત્યારે નંદુબાઇને પ્રપંચથી પૈસા જોઇતા હતા, તેમ બીજી પણ કાંઇક વાંચ્છનાં હતી. આ પ્રમાણે બાહ્ય આનંદ ગુજરતાં આઠેક દીવસ પસાર થઇ ગયા, તે અરસામાં મ્હારા પતિને ફસાવા અને ફોસલાવવા માટે અનેક પ્રયત્નો થતા હતા, અને તેમને સ્વર્ગનાં સુખો આપવામાં આવતાં હતાં, છતાં ભોળવાયા નહોતા.

---

## સત્યનારાયણની કપટી કથા.

એક દીવસ નંદુબાઇએ સત્યનારાયણની કથા કરાવી હુમે દંપતીએ સાથે બેશીને સત્યનારાયણનું પુજન કર્યું મ્હારા પતિના મીત્રવર્ગની મંડળી સારી જેવી ભેગી થઇ હતી રાત્રે મોડા સુધી ગાંન તાંન ચાલ્યાં, સત્યનારાયણનો પ્રસાદ વહેંચાયો, અને સર્વે પોત પોતાને સ્થળે રવાના થયાં.

સત્યનારાયણની કથા થઇ, કે અસત્યનારાયણની કથા થઇ, કે કથામાં કાંઇ દોષ થયો તે હું કહી શકતી નથી, પરંતુ સત્ય નારાયણની કથામાં વર્ણવેલા વણીકની માફક હુમારી તો કથાજ ઉઠી ગઇ, કે હુમે દંપતી ફરી એક બીજાને મળીજ શકયાં નહીં, તે આગળ ઉપર વાંચવાથી સમજાશે.

---

## કથા થયા પછી.

બીજા આઠેક દીવસ પસાર થઇ ગયા તે અરસામાં હુમે શાં મને પોતાને ઘેર લઇ જવાની માગણી કરતા હતા, નંદુ બાઇ ઉડાવનારા જવાબો આપતી હતી, અને આજ કાલના બહાનાં કહાડતી હતી, છેવટે મ્હારા પતિની અકળામણ વધી ગઇ, એક દીવસ રાત્રે મ્હારા પતિ પોતાના મીત્રો સાથે નંદુ બાઇને ત્યાંથી સમજાવીને મ્હને લઇ જવા માટે આવ્યા, શાં

મોડા સુધી પંચાત ચાલી, છેવટે નંદુબાઇએ સાફ ઘસીને ના પાડી, કે તમારાથી થાય તે કરી લેજો, હું મોકલવાની નથી. મ્હારા પતિના મીત્રોએ ઘણું સમજાવી, પરંતુ એકની બે થઇ નહીં. હું તો કાંઇ સમજતીજ નહોતી, તકરાર વધી પડી, મ્હારા પતિનો વીચાર જબર જસ્તીથી મહને લઇ જવાનો હતો, પરંતુ નંદુએ સમય વર્તિ મ્હને પડોશીના ઓરડામાં પુરીને ઉપરથી તાળુ વાશી દીધું, પાછ પડોશીઓએ સમજાવીને સમાધાન કર્યું, ને મ્હારા પતિને રવાના કર્યા, ત્યાર પછી તેમણે હમારે ત્યાં આવવાનું છોડી દીધું. મ્હને તે પછી નંદુએ મ્હારા સાસરે શામાટે મોકલી નહીં તે હું સમજી શકી નહીં, તેમ સમજવાની દરકાર પણ કરી નહીં. નંદુબાઇનો તેમાં શો હેતું સમાએલો હતો તે તો ઇશ્વર જાંણે—કાં મ્હારા પતિ જાણે પાઠકો પ્રસીધ્ધ થઇ શકે નહી તેવી વાર્તા છે. માટે ક્ષમા કરજો.

---

## પોલીસ કોર્ટ.

એક દીવસ બપોરના બે વાગ્યાના સુમારે મ્હારા પતિ કાળા પોષાક અને પીળી પાઘડીવાળા પોલીસ દાદાને સાથે લઇ ને નંદુબાઇને ત્યાં આવ્યા, ને તેમના હાથમાં એક કાગળ આપ્યો, નંદુબાઇએ તે ઉપર સહી કરી આપી, એટલે મ્હારા પતિ કાંઇપણ બોલ્યા ચાલ્યા વગર ચાલી ગયા, હું સમજી કે કાંઇક નવા જુની છે, અને મ્હારા પતિએ પોલીસનો આશરો

લીધો છે, મ્હારૂં અનુમાન ખરૂં હતું. મેં તેમના ગયા પછી નંદુબાઇને પુછયું બા, એ શું છે! મ્હારી ઉપર રાતાં પીળાં થઇ ગયાં, ને બીજાજમાંજ જવાબ આપ્યો, હોય શું? વળી ત્હારીજ રામાયણ તો, પોલીસ કોર્ટમાં ફરીયાદ નોંધાવી છે, જોઇ લઇશ કે હવે શું થાય છે.

તરજ કપડાં પહેરીને વકીલને ત્યાં ગયાં તો ખબર મળી કે મ્હારા પતિએ નંદુબાઇ સામે સર્ચ વોરંટ કઢાવેલું છે અને પોતાની માલ મીલકત તફરકે કરવાનો તથા ઠગાઇ કરવાનો આરોપ મુકેલો છે.

શરૂઆતમાં હમારા તરફથી એક બેરીસ્ટર રોકવામાં આવ્યો હતો, પાછળથી મી૦ સી. એન. કાનુંગા વકીલ, અને તેમના કારભારી મરહુમ મી૦ હરીદાસ કાલીદાસ નંદુબાઇનો કેસ ચલાવતા હતા, કેસની હકીકત ઘણી લાંબી છે, જેનું સંપુર્ણ વર્ણન કરવુ આ વખને મ્હારી શક્તિની બહાર છે, પરંતુ પ્રસંગે મ્હારા પતિ સંપુર્ણ વર્ણન બહાર પાડશે, અત્યારે તો ટુંકમાંજ પતાવું છું કે, છ માસ પોલીસ કોર્ટમાં કેસ ચાલ્યો, અને છેવટે નંદુબાઇને નિર્દોષ ઠરાવી છોડી મુકયાં, અને માલમીલકત સ્રીધન તરીકે ઠરાવામાં આવી.

ન્યાય મળ્યો, કે અન્યાય થયો, તે હું કહી શકતી નથી, પરંતુ અત્યારે તો હમે દંપતી વિયોગી રહ્યાં, ને નંદુબાઇ આનંદ માનવા લાગ્યાં.

કોર્ટ લડવા માટે ખરચવાના રૂપીઆ મ્હારા પલ્લાની રકમ માંથી થતા હતા, અને તે માટે મ્હારી પાસેથી નંદુભાઇએ એક આનાનો સ્ટાંપ મારીને એક ચીઠી લખાવી લીધી છે.

---

## ત્રણ ઘડીયાળોની કાંહાંણી.

મ્હારા પતિની શ્રોફની પહેડી ઉપરાંત ઘડીયાળની બે દુકાનો છે, એ વાર્તા પ્રથમજ મેં વર્ણવેલી છે, તે ઉપરથી નંદુભાઇએ પોતાને માટે, તેમજ હમો દંપતીને માંટે પસંદ કરાવા સારૂ કેટલાંક ઘડીયાળો મંગાવેલા હતાં, જેમાંથી ત્રણ ઘડીયાળો હાલ તરત જાંગડ રાખેલાં હતાં, તે અરસામાં વિગ્રહ શરૂ થયો એટલે તે ત્રણે ઘડીયાળો પણ હમારી પાસે રહી ગયાં હતાં, અને કોર્ટના ઇનસાફમાં તે ત્રણે ઘડીયાળ અને બીજો કેટલોક સરસમાન વિગેરે સ્રીધન તરીકે ગણવામાં આવ્યું હતું; અને જ્યાં સ્રી હોય ત્યાં ત્હેની પાસેજ રહે, હાવા પ્રકાર નો ઇન્સાફ મળ્યો હોવાથી દર દાગીનો, કપડાં લતાં, ટેબલ, ખુરસી, વિજળીનો પંખો, અને કેટલાંક ફોટોગ્રાવનાં મઢેલાં પિચરો, વિગેરે તેમજ રૂ. ૨૦૦૧) ની પલ્લાની રકમ વીગરે મળીને કુળ રૂ. ૭૦૦૯, સાતેક હજારનો માલ નંદુભાઇના તાબામાં હાલ તરત વખતમાં રહયો હતો, જેમાંથી કેટલોક માલ દાગીના કપડાં હાઇ કોર્ટ લડતી વખત સેફ ડીપોઝીટમાં

મુકવામાં આવ્યો હતો, જે મ્હારા પતિને મળ્યો છે, છતાં રૂ. ૨૦૦૧) ની પાઘડીની રકમ જે, શા૦ ચંદુલાલ પુનમચંદ બાપુજી વહોરા નામના પાટણના વતની શ્રોફની પહેડીમાં જમે હતા, તે વ્યાજ સાથે મેળવતાં ઉપરથી રૂ. ૫૦૦) નાખીને ખર્ચ થયો, પરંતુ તેમણે દેવાળું કહાડેલું હોવાથી એક રાતી પાઇપણ મળી નથી. ઉપરથી તેમની સામે કોર્ટ લડતાં રૂ. ૧૧૨) નું તેમનું ખર્ચ આપવું પડયું છે; એ પણ માયાળુ બ્રિટીષ રાજ્યના ઇન્સાફનીજ મહેરબાની સમજવી, અસ્તુ.

---

## અગત્યનો ખુલાસો.

પ્રિય પાઠક અને પાઠીકાઓ આ જગાએ મ્હારે એક ખુલાસો કરવાનો રહી જાય છે, મ્હારા પતિ સાથે હું નાટક, સીનેમા, જોવાને અને ચોપાટી ફરવા જતી હતી, હમે દંપતી સ્વતંત્ર રીતે ફરતાં ફરતાં તે અરસામાં મ્હારાં પતિએ પોતાને ત્યાં લઇ જવાને તેમજ બહાર ગામ હનીમુન કરવા માથેરાન, મહાબલેશ્વર, અથવા જ્યાં જવાની ઇચ્છા હોય ત્યાં લઇ જવા ને મ્હને દરરોજ કહેતા હતા, છતાં નંદુના શીખવી રાખેલા પાઠોથી હું કોઇપણ રીતે તેમની સાથે ગઇ નહોતી, જો કદાપી બળજબરી કરીને લઇ જાય તો, હું ત્યાં રાજી ખુશીથી રહી શકુ નહીં. તેમ મ્હારે માટે કરાવેલો તેમનો દર, દાગીનો,

કપડાં લતાં, ફરનીચર વીગેરે પણ નંદુને ત્યાંજ હતું, માટેજ નંદુની રાજી ખુશીથી લઇ જવાની માગણી કરતા હતા, મેં નિરભાગી એ નંદુના શીખાવેલા પાઠોનો અમલ કર્યો, તેથીજ મ્હારી અધોગતિ થઇ, જો મ્હારા પતિ તરફ પ્રિતિ રાખી હોત તો અત્યારે જે ભુંડા હાલે મ્હારો અંતકાળ આવ્યો, અને આશ ભરી ઉગતી સ્થાપો વર્ષાવતી આફાંની દુનિયાં છોડી ચાલી જાઉંછું, તેમ બનત નહીં ઇશ્વર ઇચ્છા બળ વાન છે; ચતુરની ચતુરાઇ ચાલતી નથી.

---

## એક કવીએ કહ્યું છે કે

થવાનું ના થવાનું કહે, નજુમી કોણ હેવો છે,
ન જાંણ્યું જાનકીનાથે, સહવારે શું થવાનું છે?
હતી શલ્યા રૂપે "અહલ્યા" જગતમાં વાત ઝાહેર છે.
નજાંણ્યું જ્ઞાતિ ગૌતમે, સહવારે શું થવાનું છે?
હતા કૌરવ અને પાંન્ડવ, જગતમાં મહાબળી યોદ્ધા
ન જાંણ્યું ભીષ્મ જેવાએ, સહવારે શું થવાનું છે?
રમ્યા જુગટું કૌરવ સાથે, વિભુતી સૌગયાહારી.
ન જાંણ્યું ધર્મ જેવાએ, સહવારે શું થવાનું છે?

---

## ઘડીયાળની બક્ષીસ.

હુમારી પાસે રહેલાં ઘડીયાલોમાંથી એક સુંદર ઘડીયાળ કેસ જીત્યા તેની ખુશાલીમાં મી૦ હરીદાસ કાલીદાસને ઇનામ આપવામાં આવ્યું છે જેની પણ એક ચીઠી એક આનાનો સ્ટેંમ્પ મારીને મ્હારી પાસે લખાવામાં આવી છે.

પદલાના રૂપીઆ તથા કરદાગીના વીગેરે હું ૧૮ વર્ષની ઉમરની અંદરની હોવાથી મ્હારી માલીકીનો ગણી શકાયજ નહીં છતાં નંદુભાઇના શીખવવાથી હું તેનો બેર ઉપયોગ કરતી, અને નંદુભાઇએ કાયદામાં સપડાય નહીં માટે મહારી પાસેથી તેવી ચીઠીયો લખાવી લીધેલી છે અને મેં અજ્ઞાન તામાં લખી આપેલી છે જે મ્હારા પતિ પાસે હયાત છે. અસ્તુ.

---

## હાઈ કોર્ટ.

મનુષ્ય જ્યારે સફળતાની ટોચે પહોંચે છે ત્યારે તેને અનહદ ગર્વ થાય છે, એ ગર્વની ધુનમાં તે અંધ બને છે, પોતાના વિનાશનો ત્હેને ખ્યાલજ રહેતો નથી ટોચ ઉપરથી અકસ્માતથી ત્હેનો પગ સરકતાં તે ઉંડી ખાઇમાં ગબડી પડે છે, અને જોત જેતામાં ત્હેનો વિનાશ થાય છે. તેમજ

નંદુ પોલીસ કોર્ટનો કેસ જીત્યા પછી ફૂલાવા લાગી, ત્હેને ખબર નહોતી કે હજી મ્હારા પતિ ત્હેનો છુટકારો કરે તેમ નથી. તેમણે પ્રતિજ્ઞા કરેલી હતી કે આ જીવનમાં નંદુથી હારી છુટવું નહીં.

દોહરો.

ભણેલ તો પણ ભાંમની, અજવાળી પણ રાત,
ભાથી સરખો ભુપતી, અંતે જાત કજાત.

નંદુ જોઇએ તેટલી ઉસ્તાદ પ્રપંચી પુતલી છે, છતાં આખરે એક સ્રીજ છે. અધર્મમાં રચી પચી રહેલી છે, જ્યારે સત્યનો સહાયક શ્રી હરી છે. સમજીને આગળ ઝોકવ્યું. મ્હારો કબજો મેળવવા માટે હાઇ કોર્ટમાં—મ્હારા પતિએ તા૦ ૨૯-૬-૨૦ ને દીને નામદાર જજ સાહેબ ઓનરેબલ સર કાજીજી સાહેબની કોર્ટમાં અરજી દાખલ કરી પોલીસ કોર્ટના કેસની માફક હાઇ કોર્ટના કેસની હકીકત પણ ઘણી લાંબી છે જેનું સંપુર્ણ વર્ણન મ્હારા પતિ બીજી કોઇ વખત બહાર પાડશે પરંતુ હાલ તરત વખત તો વળી પાછા વકીલ બારીસ્ટરો રોકાયા, અને નવું તોફાન જાગ્યું નંદુબાઇ તે તોફાનમાં તણાવા તૈયારજ હતી.

શરૂઆતમાં હમારી તરફથી મી૦ પુરૂષોતમરાય સોલી-સીટરની પેહેડી તરફથી મી૦ બહાદુરજી હમારો બચાવ કરતા હતા.

નંદુભાઇએ હાઇ કોર્ટમાં મહારી તરફથી સાંમી ફરીયાદ કરી કે, કોમ કોમના અંતર વચ્ચે આ લગ્ન થએલાં છે માટે છુટા છેડા થવા જોઇએ. અને નુખશાંની (ડેમેઝીસ) ના રૂ. ૧૦,૦૦૦ મળવા જોઇએ. મ્હારી મદદગાર (નેક્ષ ફ્રેન્ડ) તરીકે નંદુભાઇ કેસ ચલાવી શકે, બ્રિટીસ ન્યાયની બલીહારી. બેઉ બાજુની ફરીયાદ સાંભળીને કોર્ટ પણ ગુંચવાડામાં પડી, અને મ્હારા પતિની માંગણીથી હેવો તોડ કહાડયો કે બેઉ કેસની સુનાવણી થાય, અને નીકાલ આવે ત્યાં સુધી મ્હને વનિતા વિશ્રામમાં રાખવી, અને મ્હારા પતિએ મ્હારો ખર્ચ આપવો, કોર્ટના હુકમથી મ્હને વનિતા વિશ્રામમાં મુકવામાં આવી, હોળીના નાળીયેરની માફક મહારી સ્થીતી થઇ, "પાડે પાડા લડે ને ઝાડોનો ખોડો નીકળે" તેવી દશા મ્હારી થઇ, હું તો બેઉ બાજુથી રખડી, પતિ ગ્રહે જવાનું પણ રહ્યું ને નંદુને ત્યાં પણ રહેવાયું નહી, ને વચે અનાથ વિધવાઓને રકેવાંના વનિતા વિશ્રામમાં રહેવાનો વખત આવ્યો, ભાગ્યા દશા કરે તે કોઇ નહી કરે, અસ્તુ.

---

## વનિતા વિશ્રામનો મ્હારો અનુભવ.

સંપુર્ણ રીતે આપી શકવાની મ્હારામાં શક્તી નથી. પ્રસંગે મ્હારા પતિ ઝાહેરમાં લાવશે હાલ તરત વખત તો ટુંકામાં જણાવું છું કે વનિતા વિશ્રામ સંસ્થાથી વાંચકોનો મ્હોટો ભાગ ભાગ્યેજ અજાંણ્યો હશે જેઓ અંજાંણુ હોય અને જાંણવાની ઇચ્છા હોય તેમણે રીપોર્ટ મંગાવી વાંચવો.

રીપોર્ટના મુખ પૃષ્ટ ઉપરજ સંસ્થાના હેતુઓ છપાએલા છે, જેમાંનો બીજો પેરીગ્રાફ સધવા સ્ત્રીઓને તેમજ કન્યાઓને ધર્મ નીતિની તથા વ્યવહારીક કેળવણી આપી તેમને ઉત્તમ માતા ગ્રહિણી બનાવી કર્તવ્ય નિષ્ઠ કરવાનો છે, મતલબ કે સૌને સૌના આશ્રમ પ્રમાણે આ સંસ્થામાં કેળવણી આપવી.

મ્હને મ્હારા પતિ તરફથી ઉત્તમ ગ્રહિણી તરીકેનું શિક્ષણ મેળવવા માટે મુકવામાં આવી હતી, છતાં મ્હને તેવું કાંઇપણ શિક્ષણ મળ્યું નહોતું, તેમ મેં તે શિક્ષણ મેળવવાની દરકાર પણ કરી નહોતી, શામાટે નહોતી કરી તે હું કહી શકતી નથી, જો ઉત્તમ શીક્ષણ મળ્યું હોત તો મ્હારી આ દશા થાત નહીં.

એક નામાંકીત વહેપારી પોતાની પહેડીની શાખાઓ જેમ દેશ પરદેશ વધારે છે, તેવી રીતે વનિતા વિશ્રામની પણ,

મુંબઇ, સુરત, રાજકોટ, અને ભાવનગર વીગેરે મ્હોટાં શહેરો-માં પોતાની શાખાઓ ધરવે છે.

મોહમઇ–મુંબઇ નગરીમાં પ્રાર્થના સમાજ જંક્ષન ટ્રામના સ્ટેશનની પાસે ચોપાટીથી આવતાં ડાબા હાથે બીજુ મકાન બાદશાહી મહેલની માફક સફેત હાથી જેવું ઉભેલું છે. જે મકાન બાંધતાં રૂપીઆ દોઢ લાખનો ગંજાવર ખર્ચ થયેલો છે. જે રકમનો મહોટો ભાગ એટલે પચાસ હજાર રૂપીઆની પહેલી રકમ બાઇ ઝવેરબાઇ ભગવાનદાસ નરોતમદાસ તરફથી મળેલી હોવાથી તે બાઇના નામનો શીલા લેખ આશ્રમના મુખ્ય દ્વારપર ચોડેલો છે અને તેથી તેનું આખું નાંમ "બાઇ ઝવેરબાઇ ભગવાનદાસ નરોતમદાસ બીલ્ડીંગ" ફોર ધી વનિતા વિશ્રામ રાખવામાં આવ્યું છે.

વનિતા વિશ્રામનો રીપોર્ટ વાંચવાથી સમજાશે કે સંસ્થા કેવા શુભ હેતુએથી સ્થાપવામાં આવી છે, પૈસા આપનાર શુભ હેતુથી પૈસા આપે છે, સંસ્થામાં નાંમાંકીત અને પ્રતિષ્ઠીત ગ્રહસ્થોનાં નાંમ કારભારી મંડળ તરીકે જોડાએલાં છે, છતાં ત્યાંનો કારોભાર કેવી રીતે ચાલે છે તે સંબંધમાં તપાસ કરવાની કોઇએ તસ્દીહ લીધી હોય તેવું હું જ્યાં સુધી ત્યાં રહી ત્યાં સુધી મહારા જોવામાં આવ્યું નથી. ૧૯૭૮–૭૯ ના આશ્રમના રીપોર્ટના છેલ્લા પેજ ઉપર લખવા તેમજ કન્યા પંદર વર્ષની ઉપરની ઉમરની સ્ત્રી માસીક રૂ. ૧૨

રાખી છે, અને પંદર વર્ષની અંદરનાની રૂ. ૧૦) માસીક ફ્રી રાખી છે, તેમ જે અરસામાં હું આશ્રમમાં રહેતી હતી તે વર્ષના રીપોર્ટમાં પણ માસીક રૂ. ૧૩ ૧૧ અનુક્રમે ફ્રી રાખેલી હતી. છતાં મ્હારા પતિ પાસેથી દબાણ કરીને માશીક રૂ. ૨૫ લેવામાં આવતા હતા, અને તે આપતા હતા.

વનિતા વિશ્રામમાં રહેતી અનાથ વિધવાઓને સેવીકાઓ તરીકે ઓળખાવામાં આવે છે, તે વિધવાઓને વાર તહેવારે સારા આબરૂદાર ગ્રહસ્થોને ઘેર ભિક્ષા માગવા મોકલવામાં આવે છે, તે ઉપરાંત આશ્રમની વ્યવસ્થા રાખનાર ઉપરી સેવિકાઓની પણ સેવા કરવી પડે છે, તેવા પ્રકારની સેવા કરવાનું ફરમાન મ્હને પણ કરવામાં આવતું, પરંતુ તેને જવાબ હેવા પ્રકારના આપતી હતી કે મ્હારા પતિ તરફથી ખર્ચ આપવામાં આવ્યો છે, હું કાંઇ મફતનો ભાત ઝુડતી નથી કે તમારી તહેનાત ઉપાડી શકું, મ્હારા હાવા પ્રકારના જવાબથી કોર્ટમાં તેમજ મ્હારા પતિના સોલીસીટરોને હેવા પ્રકારના કાગળો લખવામાં આવતા હતા, કે ગુલાબની રીતભાત, રહેણી કરણી સારી નથી, માટે હમે તેને આશ્રમમાં રાખવા ખુશી નથી, છતાં કોર્ટના હુકમનો અનાદર થઇ શક્યો નહી, અને ઇચ્છા વિરૂધ્ધ મ્હને ત્યાં રાખવી પડી. એટલે મ્હારે માથે વર્ણવી નહી શકાય તે વાંદખાંણો થવા લગ્યાં, છતાં મ્હારો પણ ત્યાં રહેવા વગર છુટ કોજ નહોતો. કારણ કે નામદાર કહેવા પ્રમાણે હમારે કેસ

જીતવો હતો અને મ્હારા પતિ સામે ખર્ચ સાથે મ્હોટી રકમ નું હુકમનામુ મેળવવું હતું દ્રાક્ષના માંડવા નીચેના શીયાળની માફક આશામાં ટીંગાએલાં હતાં.

નંદુબાઇને આશ્રમમાં આવવાનો હુકમ નહોતો, ચોરી છુપીથી મળવા આવતાં, હું બારીએ ઉભી રહેતી, હમે શરૂઆતમાં ઇસારાથી વાર્તાલાપ કરતાં, આશ્રમનું પોલાણ જોઇને હું ધીરે ધીરે નીચે ઉતરવા લાગી, અને આશ્રમના બગીચાના કઠેડામાંથી વાતો કરવા લાગ્યાં, છેવટે વધારે પોલાણનો લાભ લઇને કેટલીક વખત નંદુબાઇ આશ્રમમાં દાખલ થતી, અને દાદર નીચે ગોઠવેલી એક પેટી ઉપર બેશીને હમે કલાકોના કલાકો ગુજારતાં, હમને કોઇને અટકાવી શકતું નહી.

દીવસો ઉપર દીવસો ગબડવા લાગ્યા, મહરી ઉપર પડતી વિટંબણાઓથી જમવા ખાવાને રહેવાનું સારૂં છતાં કાંઇ ગમતુંજ નહોતું, મહારા દીવસો બહુ દોહલા જતા હતા, નંદુબાઇ મ્હારી બહુ સંભાળ રાખતાં, શા માટે શખતાં તે હું કહી શકતી નથી, મ્હારા પતિ કોઇ પણ વખત આવતાજ નહી, માત્ર ખર્ચ મોકલાવ્યા કરતા, છતાં હમારી હીલચાલ ઉપર ચોકી તો રાખતાજ હતા, બાર માસ સુધી કેસ ચાલ્યો, મુદતો ઉપર મુદતો પડે જાય, આજે નિકાલ આવે, કાલે નિકાલ આવે, એમ આશામાંને આશામાં દીવસો પસાર થવા લાગ્યા.

મેં તે અરસામાં ઘરમેળે સમાધાન કરવાની માગણી નંદુબાઇ પાસે કેટલીક વખત કરી હતી, છતાં તેમણે તે ઉપર કાંઇ ધ્યાન આપ્યુંજ નહીં, મ્હને ઉંધું ચતું સમજાવીને છુટા છેડા કરવાનીજ વાર્તાનો હઠાગ્રહ પકડી રાખ્યો, તેમ મ્હારા પતિ પણ પોતાનો સત્યાગ્રહ છોડે તેવા નહોતા, કોર્ટ લડેજ ગયા, સાક્ષીઓ ઉપર સાક્ષીઓ, અને પુરાવા ઉપર પુરાવા રજુ થવા લાગ્યા, "જે જાય દરબાર તેનાં જાય ઘરબાર" તેવી રીતે બન્ને જણ ખુવાર થવા લાગ્યાં.

નંદુબાઇનું રાચ રસીલું, ઘર વખરાનો સામન મારગેજ મુકેલી ગાડી, વીગેરે વેચાઇ ગયું. ઘોડો મરી ગયો, અને ભીખારી હાલતમાં આવી ગયાં, છતાં કાંઇક રોકડ દબાવી રાખ્યું હોય, અથવા કોઇ મદદ કરતું હોય, તે હું કહી શકતી નથી, છતાં વકીલોના પૈસા ભરેજ ગયાં, છતાં હજી કેટલાક બાકી રહ્યા છે, તેમ મ્હારા પતિએ પણ પોતાનો ધંધો રોજગાર ઓછો કરી નાંખ્યો.

શ્રોફની પહેડી હતી તે કહાડી નાંખી, અને ઘડીયાળની દુકાનોજ માત્ર રહેવા દીધી, નોકર ચાકરો ધીરે ધીરે સમયનો લાભ લઇને બેઇમાન થવા લાગ્યા, તેથી સર્વને રજા આપી દીધી, અને પોતે એકલા હાથેજ કામ ચલાવવા લાગ્યા.

## હાઈ કોર્ટનો ચુકાદો.

આખરે તા૦ ૧૪ મી માર્ચ ૧૯૨૧ ને દીને નામદાર જડજ સાહેબ ઓનરેબલ સર કાજીજી સાહેબે મ્હારા પતિના લાભમાં ખર્ચ સાથે હુકમનામું કરી આપ્યું, અને મ્હારો કબજો તેમને સોંપવાનો ઠર્યો, છતાં નંદુએ સાંમી અપીલ તેજ વખતે કરી, અપીલ દાખલ થાય ત્યાં સુધી મ્હને શેરીફના કબજામાં રાખવામાં આવી.

સાડા ત્રણ વાગે અપીલ દાખલ કરવામાં આવી, બીજા છ મહીના અપીલ ચાલી, મહને પાછી વનિતા વિશ્રામમાંજ મોકલવામાં આવી, હું તો એટલી બધી અકળાઇ ગઇ હતી કે આપઘાત કરવાની ઇચ્છા થઇ આવતી, પરંતુ નંદુ મ્હારૂં રક્ષણ કરતી તેથી વીસરી જતી.

મ્હને કેટલીક વખત પતિ ગ્રહે જવાની ઇચ્છા થતી, પરતું નંદુને જોતી કે મ્હારા વિચારો બદલી નાંખતી, અને ભય બતાવે કે તને મારી નાંખશે, મ્હને મોકલવામાં નહોતી આવાતી, અને છુટા છેડા કરાવાના હતા, તેનું મુખ્ય કારણ મ્હારા સમજવામાં આવતું નહોતું, માહારા પતિનોજ દોષ કહાડવામાં આવતો હતો, જો કે તેઓ તદન નિર્દોષ હતા, છતાં તેમનો દોષ કહાડીને મ્હને તેમની વીરૂધ સમજાવવામાં આવતું કે તે તો લુચ્ચો માણસ છે. તેની રીત ભાત સારી નથી,

તને તેને ત્યાં જવાઇ દઇશ નહીં, તું મ્હારા ઉપર વિશ્વાય રાખજે, હું ત્હારૂં કલ્યાણજ કરીશ, મ્હારૂં કલ્યાણ કેવી રીતે કર્યું, તે આગળ ઉપર વાંચતાં સમજી શકશો, પ્રાંણ લઇને મ્હારો છુટક બારો કર્યો, કુદરત ઉપર ભાગ્યનો ભરોંસો રાખીને હું નિસાસા નાંખતી આશ્રમમાંજ પડી રહી. જે ભાગ્યમાં લખ્યું હશે તે થશે, મ્હારો કાંઇ ઉપાયજ નહોતો, આ ખરૂં કે તે ખરૂં સમજવાની મ્હારામાં શકતીજ નહોતી, તો પછી હું તેમાં શું કરી શકુ તેમ હતી? ઇશ્વર ઇચ્છને આધીન થઇ ને આશ્રમમાંજ પડી રહી. બીજા છ મહીના નીકળી ગયા.

---

## અપીલનો ચુકાદો.

આજે અપીલની સુનાવણીનો છેલો દીવસ છે. વકીલ બેરીસ્ટરો, અને પ્રેક્ષકોથી કોર્ટનો ઓરડો ચીકાર ભરાયેલો છે, હમે ભાડુતી માતા અને દીકરી એક ખુણામાં લપાઇને બેશી રહેલાં છીએ, મ્હારા પતિ પણ એક બાજુએ ખુરશી ઉપર ગોઠવાયા છે, નામદ.ર જજ સાહેબના મુખર્વિન્દમાંથી શો હુકમ નીકળે છે તે સાંભળવા બધાં એક ધ્યાંન થયેલાં છે, બાર વાગ્યાના સુમારે હમારો કેસ નીકળ્યો.

હમારી તરફથી જાંણીતા એડવોકેટ મી૦ કનયાલાલ માણેકલાલ મુનશી મી૦ મંત્રી અને ફરેરા સોલીસીટરોની પહેડી તરફથી આખો કેસ ચલાવતા હતા.

મી૦ મુનસી સંસાર સુધારાના હીમાયતી છે; અને પોતે વિલાયત સુધીની મુસાફરી કરી આવેલા છે; જાણીતા ગુજરાત માસીકના સંચાલક છે, સાહીત્ય સંસદ જેવી સંસ્થાના વ્યવસ્થાપક છે વળી ગુજરાતી, મરાઠી, સંસ્કૃત, અને અંગ્રેજી વગેરે પરભાષાનું ઉત્તમ જ્ઞાન ધરાવનાર તેમજ, કોનો વાંક, પૃથ્વી વલ્લભ; ગુજરાતનો નાથ, રાજાધીરાજ વિગેરે વિગેરે જાણીતી વાર્તાના લેખક છે જેઓની વિધ્વતા માટે ગુજરાતી ભાષા જાણનાર ઉત્તમ મત ધરાવી શકે છે, તેવા એક બાહોશ ધારા શાસ્ત્રીના હાથમાં મહાશો કેસ હતો અને તેઓ વિધ્વતાથી આ કેસ ચલાવતા હતા જો કે એકંદરે હાવા પ્રકારના કેસની ફીઝ મી૦ મુનશી જેવા સર્વ ગુણ સંપન ધારા શાસ્ત્રીએ લેવી જોઇતી નહોતી પરંતું ધંધાના અંગે લીધી હતી છતાં છેવટે ફતે પામ્યા નહીં. અસ્તુ.

---

## જમાનાની બલીહારી.

વીસમી સદીના સંસાર સુધારકો મી૦ બાસુ, મી૦ પટેલ, અને મી૦ ગૌરે જેવા સંસાર સુધારાના હીમાયતીઓ વર્ણાંતર લગ્નનો કાયદો પસાર કરવા માટે અનેક વખત ધારા સભામાં બીલ પાસ કરાવા માટે પ્રયત્નો કરી રહેલા છે.

ત્યારે હુમારા મુનસી સાહેબ મ્હારા જેવી નિરભાગી બાળાએ પોતાની રાજીખુશીથી કરેલાં લગ્ન, તેમજ મ્હારી ભાડુતી માતાએ કરી આપેલા લેખના આ ધારે મ્હારા પતિએ પણ કરેલાં લગ્ન, તેમજ જેમાં મ્હારી ભાડુતી માતાજ લગ્ન કરી આપનાર છે અને પાછા છુટા છેડા કરાવા પણ તેજ નીકળી છે, અને તેમની બ્રીફ વિધ્વાન એડવોકેટ મી૦ મુનસી સાહેબે લીધી હતી એ પણ જમાનાની બલીહારી નહી તો બીજું શું સમજવું.

મહારા પતિ તરફથી એડવોકેટ જનરલ મી૦ સ્ટ્રેન્ગમન, મી૦ ઝીણા, અને મી૦ ભુલાભાઇ દેસાઇ બેરીસ્ટરો, અરદેશર હોરમસજી અને દીનશાહ સોલીસીટરોની પહેડી તરફથી રોકપામાં આવ્યા હતા.

બેઉ તરફના ધારા શાસ્ત્રીઓએ પોતાની દલીલો રજુ કરી તેમજ અપીલ પેપર બુકમાં નીચલી કોર્ટોમાં ચાલેલા કેસની તમામ હકીકત છાપેલી ચોપડીના આકારમાં ન્યાયાધીશો પાસે મુકવામાં આવી હતી.

અપીલ કોર્ટમાં બે ન્યાયાધીશો બેસે છે, હાવા પ્રકારની પ્રણાલીકા હોવાથી, હમારી અપીલ સાંભળવા પણ બે ન્યાયાધીશો બેઠેલા હતા, તેમાં એક યુરોપીયન સાહેબ હતા અને બીજા દેશી ગુજરાતી પાગડીવાળા નાંમદાર ઓનરેબલ સર લલ્લુભાઇ આશારામ

શાહ સાહેબ હતા, યુરોપીયન સાહેબના દાહાડી વાળ સફેત થઇ ગયેલા હતા, અને મુંબઇની હાઇ કોર્ટના જુના અનુભવી લાગ-તા હતા, તેથી રૂષી મુની જેવા શાંન્તીથી બધું સાંભળેજ જતા હતા, તેમને ( ચીફ જસ્ટીશ ) એટલે આખી હાઇ કોર્ટના ઉપરી ન્યાયાધીશ તરીકે ઓળખવામાં આવતા હતા, બેઉ ન્યાયાધીશો બહુ શાંન્તીથી અને ગંભીરાઇથી કેસની દલીલો સાંભળતા હતા, છેવટે બેઉ બાજુના ધારા શાસ્ત્રીઓની દલીલો અને તકરારો સાંભળ્યા પછી અંદર અંદર પોત પોતામાં મસ-લત કરતા હતા, આ પ્રમાણે અઢી કલાક ભાંજગઢ ચાલી, એટલામાં અઢી વાગ્યા, એટલે બપોરનો નાસ્તો કરવાને એક કલાકની રજા પડી, પાછો સાડા ત્રણ વાગે કેસ ઉભો રહયો, હમારી તરફથી રોકવામાં આવેલા એડવોકેટ મી. મુનસી જેટલા કાયદાના સવાલો ટાંકી બતાવ્યા, તેના જવાબ ગુજરાતી પાઘડી વાળા જડજ સાહેબ બધા આપતા હતા, બધો વહેવાર અંગ્રેજી ભાષામાં ચાલતો હોવાથી હમે મા, દીકરી તો કાંઇ સમજી શકયાં નહોતાં, મ્હારા પતિ કાંઇક શમજતા હતા, સાડા ચાર વાગ્યા સુધી તકરારો ચાલી છતાં (જડજમેન્ટ) ચુકાદો આપવાનુ મુલતવી રાખ્યું.

એકંદરે મ્હારા પતિની જીત દેખાતી હતી, કારણ તેહેમનો ન્યાય અને સત્યનો કબ્જો હતો, ત્યારે હમે તેમને અન્યાયથી હેરાન કરવા માટેજ લડતાં હતાં, મ્હારી સ્થીતી તે વખતે કેવા

કફોડા સંજોગોમાં હતી, તેની કલ્પના વાંચકોએ કરી લેવી આટલી બધી તકરારો થવા પછી, મ્હારે પતિ ગ્રહે મનવગર જવું પડશે અને કોર્ટ મ્હને જબરાઇથી શુંપરત કરશે, તો શું મ્હો લઇને જઇશ! અને શું થશે? ઇશ્વર ઇચ્છા બળવાન સમજીને ધીરજ રાખી હું જ્યાની ત્યાં વનિતા વિશ્રામમાં પાછી ગઇ, અને નંદુબાઇ પણ વિહલે મ્હોડે આશ્રમની આજુ બાજુ ભટકવા લાગી.

---

## છેલ્લો ચુકાદો.

બીજા પંદરેક દીવસ ચુકાદાની આશામાં નિકળી ગયા, પછી છેલ્લો ચુકાદો મળ્યો, અને નીચલી કોર્ટનો ચુકાદે બહાલ રહયો, મ્હારા સ્વામીના લાભમાં થયેલું હુકમનામું કાયમ રહયું, અને મ્હારી ભાડુતી માતા નંદુબાઇ (નેક્ષ ફ્રેન્ડ) મ્હારા સ્વામીનો તમામ ખર્ચ આપવો, અને મ્હારો કબજો સોંપવો, આ પ્રમાણે છેવટનો નિર્ણય થયો.

---

## મ્હારા પતિની માગણી.

મ્હારા પતિના બેરીસ્ટર મી૦ ઝીણાએ થયેલા નિર્ણય પ્રમાણે મ્હારો કબજો માંગ્યો, જેનો જવાબ એ રીતે મળ્યો કે એ કામ નીચલી કોર્ટનું છે, માટે ત્યાં અરજી કરો, હમારૂં કામ અપીલ તપાસવાનું હતું, તે પુરૂ થયું છે; અપીલ કોર્ટ-માંથી મળેલા જવાબ પ્રમાણે મી૦ ઝીણાએ, બીજા દીવસે નાંમદાર ઓનરેબલ સર કાજીજી સાહેબની કોર્ટમાં મ્હારા પતિ તરફથી અરજી દાખલ કરી; તે અગાઉ તેજ દીવસે સાંજના પાંચ વાગ્યાના સુમારે વનિતા વિશ્રામમાં એક કાગળ મ્હારા પતિના સોલીસીટરો તરફથી આવ્યો, તેની વિગત હેવા પ્રકારની હતી કે, આવતી કાલે ૧૧॥ વાગે મ્હને કોર્ટમાં હાજર કરવી.

કાગળ આવ્યો ત્યાં સુધી હું આશ્રમમાંજ હતી, નંદુએ મ્હને નસાડી લઇ જવાની તજવીજ પ્રથમથીજ કરી રાખેલી હતી, કાગળની ખબર મેં ઇસારાથી નંદુને આપી, તે તૈયારજ હતી, શેળી કોળી વખતે નજર ચુકાવી નંદુ મ્હને નસાડીને લઇ ગઇ, વનિતા વિશ્રામમાં કોઇને ખબર પડી કે નહી તેની મ્હને ખબર નથી, વનિતા વિશ્રામમાંથી કાગળનો જવાબ લખાયો, કે ગુલાબ આશ્રમ છોડી ન્હાસી ગઇ છે. કયાં ગઇ અને કેવી રીતે ગઇ તે હમને ખબર નથી.

---

## હમારી દશા "કરે તેવું ભરે."

આશ્રમ છોડીને ન્હાસી જવા પછી હમે હું અને મ્હારી ભાડુતી માતા વાંદરીએ પકડેલા બલાડીના બચોરીઆની માફક વરતેજ, રાજકોટ, નાશીક, ઘાટકોપર, કુર્લા, વીગેરે અનેક શેહેરો અને ગામડાઓમાં ચોરી છુપીથી નાંમ બદલીને ભટકવા લાગ્યાં, એક ગાંમથી બીજે ગાંમ, એક જગ્યાએથી બીજી જગ્યાએ, કોઇ વખત ધર્મશાળીમાં, તો કોઇ વખત સ્ટેશનના વેટીંગ રૂમમાંજ રાત્રી પસાર થતી, આ પ્રમાણે અથડાતાં ટીચાતાં હમે બન્ને ભાડુતી માતા અને દીકરી ઘણાં દુઃખી થયાં. અને કરેલાં કર્મ ભાંગવનાં હતાં.

---

## વૉરંટ.

નંદુબાઇ સાંમે પરણેલી સ્રીને નસાડી જવાનો આરોપ મુકીને મ્હારા પતિએ વોરંટ કહાડેલું હતું, અને હમારો પત્તો મેળવવા માટે હજારો રૂપીયાનાં ઇનામ વર્તમાન પત્રોમાં તેમજ સીનેમાની ફીલમોમાં જાહેર કર્યાં હતાં "ગુજરાતી" પત્રમાં નંદુની છબી સાથે જાહેર ખબર છપાઇ હતી, તે વખતે હમે નાસીકમાં હતાં, જાહેર ખબર વાંચીને હમે ધાસ્તીનાં માર્યાં, ત્યાંથી ગોરના પૈસા ઉચાપત કરીને રાતો રાત ન્હાસી છુટયાં,

નાસીકમાં ગોરને ત્યાં હમે નામ બદલીને રહ્યાં હતાં ગોરના વાંચવામાં જાહેરખબર આવી, નંદુએ ગોરને થાપ આપીને રાતો રાત ન્હાસી છુટયાં, વખતે જો જાહેર થઇ પકડાઇ જઇએ તો મહા ઉપાધી હતી.

દોહરો.

જપ તપ તીરથ નારનાં, પતિ ચર્ણે જ ગણાય;
એ ચર્ણોને ત્યાગીને, કુભારજાઓ ભટકાય;

હું મ્હારી ભાડુતી માતાને ઘણી વખત કહેતી, કે જે થયું તે ખરૂં કોઇપણ રીતે મ્હારા સ્વામીની માફી માગીને તું મ્હને તેમને સુપ્રત કર, તેઓ દયાળુ છે દયા લાવશે, અને આપણને માફક કરશે છતાં કોઇ પણ રીતે તેના ધ્યાનમાં વાત ઉતરતી નહોતી, તેમ ત્હેના સલાહકારો તેને ઉંધું ચતું સમજાવી કોઇ પણ રીતે સમાધાન કરવા દેવા ખુશી નહોતા. મ્હારી ભાડુતી માતાને ઉંધે રસ્તે ચડાવીને કેટલીક જોઇતી મદદ પણ તેઓજ આપતા, તેમ હમારા મુંબઇ મુકીને ન્હાસી છુટવા પછી તમામ બાતમી તેઓ આપતા, આ પ્રમાણે ભટકવામાં બે એક વર્ષ જેટલો ગાળો નીકળી ગયો અને હમે હાલ હવાલ થઇ ગયાં.
"કર્યું તેવું પામ્યાં"

## મ્હારા પતિની લાગણી.

મ્હારા પતિ જ્યારથી નંદુબાઇનું ઘર છોડી ગયા, અને પોલીસ કોર્ટમાં કેસ માંડયો ત્યારથી મ્હારે માટે કોઇપણ જાત ની લાગણી નહોતી, શા માટે નહોતી? તે જાંણો છો?

કાવ્ય.

પુત્રી હતી નીચ કુળની, ગુલાલ સૌંદર્યતાની પુતળી;
પતિ પ્રેમમાં પ્રિતી નહી, એ પ્રેમદા શું કાંમની;
રૂપ ગુંણ ને સૌંદર્યતા, રૂડાં ભર્યાં અંગો વિષે;
પતિ પ્રેમમાં પ્રિતી નહીં એ પ્રેમદા શું કાંમની;
રમણી રસાળી મદભરી, ગુણીકલ ગુલાબની જાત છે;
પતિ પ્રેમમાં પ્રિતી નહીં, એ પ્રેમદા શું કાંમની;

માટે સ્વભાવીક વાર્તા છે, કે મ્હને રાજી ખુશીથી તેમને ત્યાં મોકલવામાં આવી નહોતી, તેમ મ્હારો તેમનામાં પ્રેમ પણ નહોતો, તેમાં મ્હારો દોષ નહોતો. હું માત્ર નંદુનું ચાવી આપેલું, હીપનોટાઇઝ કરેલું, મેસમેરાઇઝથી વશ થયેલું પુતળું હતી.

પ્રિય પાઠક સ્વભાવીક પ્રશ્ન થશે કે જ્યારે મ્હારા પતિને લાગણી નહોતી, તો પછી મ્હને મેળવવા માટે કોર્ટ શામાટે લડતા હતા? જવાબમાં મ્હારે જણાવું જોઇશે કે વહેરભાવથી હમને ખુવાર કરવા માટેજ લડતા હતા. તે શીવાય તેમને કોઇ

જાતતો સ્વાર્થ નહોતો. જાહેર ખબરો પણ હેવાજ હેતુથી છપાવતા હતા હમે જાહેર ખબરો વાંચીને સાંભળીને તેમની ધારણા પ્રમાણે ન્હાસ ભાગ કરતાં.

## મ્હારી માંન્દગી.

દોહરો

મરણસમું જીવન હતું, જીવવામાં શું સાર;
મરણને મ્હે જીવન ગણ્યું, નિરભાગી હુંનાર;

આ પ્રમાણે ન્હાસ ભાગ કરતાં બીજાં બે એક વર્ષ ગબડી ગયાં, મ્હને ફીકર ચીંતાથી અને રખડપટીથી તેમજ ખાવા પીવાનાં ઠેકાણાં વગર અને નંદુ તરફના અનેક જાતના અત્યાચારોથી (કંન્ઝમસન) એટલે ક્ષયનો રોગ લાગુ પડયો, દીવસે દીવસે દર્દનું જોર વધવા લાગ્યું, દવા દારૂ અને ઓસડ વેસડ ઘણાં કરવામાં આવ્યાં, મ્હારી ભાડુતી માતા મ્હને જીવતી રાખવા માટે પોતાથી બનતી તન, મન, ધનથી મહેનત કરતી જેને માટે હું તેને ધન્યવાદ આપું છું, મ્હારી જન્મ આપનાર માતા પણ આ પ્રમાણે મ્હારી ચાકરી કરત કે નહી તે શંકા છે, જ્યારે હું મરવા માટે ઇશ્વરની છુપી પ્રાર્થના કરતી હતી.

## પાછાં મુંબઇમાં.

આ વખતે હમે મુંબઇમાંજ સીવરી ઉપર કાળી ચોકીની સામે પોસ્ટ હોસ્પીસની ઉપર ખોજાની ચાલમાં પહેલે માળે રહેતાં હતાં, હમારી આજુ બાજુએ મીલ કામદાર મજુર વર્ગની વસ્તી હતી, તેઓ આખો દીવસ કામ ઉપર જતા, રાત્રે કાંઇક વસ્તી થતી, ત્યારે બે ચાર જણા ભેગા મળી તુનતુની બજાવતા,બાકી આખો દીવસ હમે ભાડુતી માતા અને દીકરી શીવાય કોઇમળે નહી.

નંદુભાઇને ઉંધે રસ્તે ચડાવનાર ખુશામતી નિમક હરામ કુતરાઓ જેમનાં નાંમ જાહેરમાં હું આપી શકિત નથી તેઓ જેમ જેમ મ્હારો મંદવાડ વધતો ગયો તેમ તેમ ઓછા થવા લાગ્યા, મ્હારૂં શરીર દીવસે દીવસે ઘસાવા લાગ્યું, ઉઠવા બેસવા ની પણ શક્તિ હતી નહી, કેટલીક વખત હું મ્હારી ભાડુતી માતા પુર્વ જન્મની વહેરણની સાથે મ્હારા પતિ સાથે સમાધાન કરવાની તકરાર કરતી, જેનું પરીણામ મ્હારે માર ખાવો પડતો, તે શિવાય કાંઇ આવતું નહીં, હું નિરાધાર અબળાકોને કહું! મ્હારો ઇશ્વર શીવાય કોઇ બેલી નહોતો, મ્હારી પ્રાર્થના તે દયાળુ દેવે સાંભળી અને પોતાના દરબારમાં મ્હારાં પાપ પુન્યનો ઇનસાફ કરવા બોલાવી, હાઇ કોર્ટ તરફથી મળેલા ઇન્સાફથી હમે ન્હાસી છુટયાં હતાં, પરંતું પ્રભુ દરબારના ઇન્સાફથી નાસી છુટાય તેમ નહોતું.

---

## છેવટ.

છેવટે યમ દરબારનું તેડું આવવાની તૈયારી થવા લાગી, ત્યારેજ નંદુની ગભરામણનો પાર નહોતો, જેણે વાર્યું ન્હોતું કર્યું તેણે હાર્યું કર્યું, મ્હારા કહેવાની, આજીજીની, કાલાવાલા-ની, જેને અસર નહોતી થઇ તે અસર પોતાની મેળે થઇ, શામાટે થઇ તે શમજવાની મારામાં શકતી નહોતી. કારણ મ્હારો મરણ કાળ પાસેજ આવેલો હતો. હું આઠ દસ મહીનાથી બીમાર હતી મ્હારાથી કંઇ ખોરાક લઇ શકાતો નહોતો, ઉઠાતું બેસાતું નહીં, સંપુર્ણ બોલી પણ શકાતું નહોતું, હાવી સ્થીતીમાં હું પથારી વશ પડેલી હતી, અને મનુષ્ય લોક તથા યમ લોક વચ્ચે મ્હારી જીન્દગી અધર લટકેલી હતી, છતાં કોઇપણ રીતે જીવન દોરી ટુંકી થતી નહોતી.

---

## પતિ મિલન અને સ્વામી દર્શન.

એક દીવસ રાત્રીના નવેક વાગ્યાના સુમારે મ્હારી પથારી પાસે મેં મ્હારા પતિને બેઠેલા જોયા, હું તે દેવને પગે લાગી, બેસાતું નહોતું સુતાં સુતાંજ મેં તેમની પ્રાર્થના કરી, તે દયાળુએ હમને બેઉને માફ કર્યાં, વહેરભાવ ભુલી ગયા, મેં લથડતા હવાજે કહ્યું, કે તમે ત્હમારી પ્રતિજ્ઞાઓ પાળી છે, મેં નિર્ભાગીએ તમને દુઃખી કરીને વહેરભાવનો પતિ સંબંધ

પુરી કરી, આ લોકની દુનિયાં છોડી પરલોકમાં જાઉં છું, મ્હને માફ કરી છે, તો પછી છેવટે આપના હસ્તથી અગ્નિ સંસ્કાર પાંમવાને અધીકારીણીતો નથીજ, છતાં આપશો તો મ્હારો જીવ-ગતે જશે. બોલો મ્હારી છેવટની માગણી સ્વીકારશો ખરાકે નહી ? નાથ

દોહરો.

સુખ હતું સ્વામી ગ્રહે, સુખી થાત સંસાર;
માતા વ્હેરણ મુજને મળી, એળે ગયો અવતાર;

તેમણે મૃદુ હાસ્ય કરીને કહ્યું "રસ્તે જતું કોઇ પણ માંણસ બીનવારસી મૈયત તરફ પોતાની યથા શકતી પ્રમાણે પૈસો બે પૈસા નાંખે છે, પરંતુ ત્હારો પતિ તો પોતાની ગાંઠ-માંથી કેટલીક વખત તમામ ખર્ચ આપીને જાત મહેનત કરી મરેલમૃત દેહને અગ્નિ સંસ્કારની છેલી ક્રીયા કરવામાં ઉમંગથી ભાગલે છે, તો પછી તું ભલી કે બુરી જોઇએ તેવીહો છતાં પણ મીંઢળ બાંધેલી, પરણેલી, ધર્મ પત્નિ છે. ત્હને અગ્નિ સંસ્કાર કરવો તે મ્હારો ધર્મજ છે. અધર્મીઓના અધર્મ તરફ જોવું એ મ્હારો ધર્મ નથી, પરંતુ "વિરનુ ભુષણ ક્ષમા," એજ મ્હારો ધર્મ છે. માટે નિશ્ચીતતાથી ઇશ્વર સ્મરણ કર, મેં ત્હમને જેમ જીવતાં બાળ્યાં છે, તેમ ત્હારા મૃતદેહને પણ અગ્નિ સંસ્કારની છેલી ક્રીયા કરી શમશાનમાં બાળી રાખ કરીશ, અને આ જન્મનો ત્હારી સાથેનો વહેરભાવ પુર્ણ કરીશ.

હેવું ના બોલો, હેવું ના બોલો, તમારો જરાપણ દોષ નથી, તેમ હું કોઇનો દોષ કહાડતી નથી મેં નિર્ભાગીએજ તમારી કીમત કરી નથી, અને બીજી નિર્ભાગી જે પેલા સામેના ખુણા માં બેશીને રડવાનો ઢોંગ કરે છે તે પુર્વ જન્મની વેહરણે વેહેર પુરૂં કર્યું, આ જન્મ દુર્લભ મનુષ્ય દેહ મ્હારો અને ત્હેનો એળે ગુમાવ્યો, મ્હને પતિ સેવાથી બિમુખ રાખી, નર્મદાની માફક મ્હારે માટે સ્વર્ગનાં દ્વાર તો બંધ કર્યાં, પરંતુ નર્કનાં દ્વાર પણ મ્હારે માટે ખુલ્લાં હશે કે કેમ તેનો પણ મ્હને તો શંષયજ છે; મ્હારો તો કયાંય વાસજ થવાનો નથી, હું ઉશ્કેરાઇ ગઇ, મ્હારા પતિએ મ્હને શાન્તવન દીધું. ઉશ્કેરાઇશ નહી. જે બનનાર હતું તે બની ગયું, પરંતુ અશક્ત ઉશ્કેરાયલી હાલતમાંજ મ્હારો જીવ ગભરાવા લાગ્યો, અને છેલ્લી વખતે પાંણી પાંણી તુંટતા હવાજે માંગણી કરી, મ્હારા પતિએ મ્હારા મુખમાં મરતી વખતે આસ્તેથી પાંણી રેડયું, ગળામાં પાંણી જવાથી કાંઇક શાન્તિ પાંમી, ફરીથી મેં મહા મહેનતે મ્હારા સ્વામી સમક્ષ બેઉ કર જોડી ક્ષમા માગી, અને વિનંતી કરી, પ્રાણનાથ કહેવાનો મ્હારો અધીકાર તો નથી, છતાં કહું છું મ્હને આપે ક્ષમા આપી મ્હારો ઉધાર કર્યો છે, હું આપની છેલ્લી રજા માગું છું, ઇશ્વર આપને સુખી રાખે, છેલ્લા પ્રણામ,—બસ થયુ હવે વધારે લખવાની જરૂર નથી.

---

## ઉપ સંહાર.

પ્રિય પાઠક ત્હમે સમજીજ લેજો કે નિર્ભાગી ગુલાબનો આત્મા આ લોક મુકી પરલોકમાં ચાલી ગયો, અને આંહી ખોખું પડી રહ્યું "ફકીર ગાય છે કે પીંજરા પડા રહા ખાલી ચીડીયાં ચલી ગઇ ચાલી" પાછળથી ત્હેનાજ પતિએ, **નિર્ભાગી ગુલાબ અને નવી વાડીની નાંમીચી** નંદુના નાંમે આ નાનકડી વાર્તા પાઠકોના હસ્તમાં મુકી છે તેનો ઉપસંહાર તમે પોતેજ કરી લેજો કે મૃતદેહને અગ્નિ સંસકાર કરવાની, અંતીમ ક્રીયા ત્હેના પતિએજ કરી, પોતાની પ્રતિજ્ઞા પુણ કરી છે, તે સાથે ગુલાબના પતિ અને વાર્તાના લેખકે પોતાને મનપસંદ રૂપ ગુણ સંપન કુંવારી કન્યા શાથે ફરીથી લગ્ન કર્યા છે નાટક, સીનેમા જોવાને અને ચોપાટી ફરવાને આંનદથી મોટરો દોડાવે છે તેમજ પોતાનો વહેપાર વહેપાર સંતોષકારક ચલાવીને પોતાનો ગ્રહસ્થાશ્રમ સુખ રૂપ આનંદથી ગુજારે છે જ્યારે નંદુ પોતાના કરેલાં કર્મનાં ફળ ભોગવા હજી જીવતી જાગતી ભુંડા હાલે ભટકતી હાલતમાં રખડતી નવા શીકારોની શોધમાં ફરતી જોવામાં આવે છે. પરંતુ જેને મુંબઇના માળા વાળાઓ, વકીલો, બેરીસ્ટરો, સોલીસીટરો, દાંણાવાળા, દુધવાળા, કાપડવાળા, વિકટોરીઆવાળા, પોલીસો, પોલીસ કોન્સ્ટેબલો, વિગેરે વિગેરે મુંબઇની વસ્તીનો મ્હોટો ભાગ ઓળખે છે, એટલે નવા શિકારો મેળવતાં મુષ્કેલીઓ પડે છે. અસ્તુ.

કા મી ની આ ઑ ઈ લ



કા મી ની આ ઑ ઈ લ

પ્રભાતે ઉઠીને વહેલો, કરૂં છું સ્નાન હું પ્રિતે
ધરીને ધ્યાન શ્રીહરીનું, ઓળું છું વાળ એક ચિતે
કામીનીઆ નામ જગ પ્યારૂં, સુગંધી તેલ ગુણકારી,
સદા સૌ વાપરે હોંસે, સજ્જન સૌહીંદી નરનારી.

## કામીનીઆ ઑઇલ. (રજીસ્ટર્ડ.)

સોલ એજન્ટ: —

ધી એન્ગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કુંપની,

ઠે૦ જુમા મસજીદ—મુંબઇ નં૦ ૨.

**આ તક ગુમાવવા જેવી નથી! એક નવીન જાતની યોજના!!**

**માત્ર છ આનામાંજ મનપસંદ ઘડીયાળ.**

**નથી લોટરી! નથી સોરટી!! નથી નસીબ અજમાવવાનો સોદો!!!**

ટ્રાય કરે તો દરેક માણસ મેળવી શકે છે તમે પણ

ટ્રાય કરશો તો મેળવી શકશો.

**જરા ભેજું કશીને વાંચો! વંચાવો!! સમજો!!! સમજાઓ!!!**

ત્હમારા ધ્યાનમાં વાત નહીં આવતી હોય તો ત્હમારા મીત્રો અને અકલવંત મનુષ્યોની કમીટીમાં હમારી દરખાસ્ત મુકો જેઓ અકલવંત હશે તે સમજાવશે. ખીસામાં રાખવાનાં "લીવર પોકેટ વોચ" ટેબલ ઉપર રાખવાનાં "આલારામ ટાઇમપીસ" હાથે બાંધવાનાં.

"સીલીન્ડર રીસ્ટ વોચ."






**નીકલનાં, શીલવરનાં, ગીલીટનાં, છીપનાં, ગોળ, ચોરસ, ષટ-ખોણ, ઓપટેગન, લંબઓરસ, ઓબલોંગ, સેકંન્વાળાં, અને વગર સેકંન્ડનાં વિગેરે વિગેરે જુદી જુદી જાતનાં અને ડીઝાઇનનાં પસંદ કરો તેવાં સીલીન્ડર "રીસ્ટ વોચ" માત્ર છ આનામાંજ મળશે.**

**દીલાવર એન્ડ કંપની, ભુલેશ્વર મુંબઇ ના૦ ૨.**

છ આનાના કુપન પાસમાં ઘડીયાળ મેળવવાની રીત બહુ સહેલી છે.

હમારી કંપની ઉપર એક રૂપીઓ ચઉદ આના મોકલી તમારૂં નામ રજીસ્ટર કરાવો, એટલે પાંચ ટીકીટવાળું કુપનપાસ અમે તમારી ઉપર મોકલી આપીશું જેમાંની દરેક ટીકીટ તમારા દોસ્ત બીરાદરોને છ છ આનાની કીંમતે વેચી નાંખજો. જેમને ટીકીટ વેચો તેમને હમારી ઉપર બીજા ૧-૮-૦ મોકલવા કહેજો એટલે તેમની ઉપર પણ તમારી માફક પાંચ ટીકીટવાળું કુપનપાસ મોકલવામાં આવશે. તમારા ચારે ઘરાકોના પઇસા હમોને મળી જતાં તમોને તમારૂં પસંદ કરેલું ઘડીયાળ મોકલવામાં આવશે. એક વાત યાદ રાખજો-તમારા ચારે ઘરાકોએ મનીઓર્ડર કરતી વખતે તમારી પાસેથી ખરીદ કરેલી ટીકીટનો નંબર લખવા ભુલવું નહીં. યાદ રાખજો કે દરેક ઘડીયાળ ગીની કરતાં નાહનું અને એક રૂપીઆ ભાર વજનમાં છે તેમ પટો પેટી અને ચાર વર્ષની ગેરંટી મળે છે પસંદ નહીં પડે તો બદલી આપીશું. કોઇપણ જાતનો દગો ફટકો છે એવું સાબીત કરી આપનારને રૂા. ૧૦૦૦ ઇનામ મળશે કેટલોક મેળવવા માટે એક આનાની ટીકીટ મોકલો. દસ હજાર ૧૦૦૦૦ કુપન પાસ આજ સુધીમાં ખલાસ થયાં છે તમે પણ એક મંગાવો.

જરમન "આલારામ" ટાઇમપીસ. જે ટાઇમે આલારામ મુકો તે ટાઇમે તમને જગાડશે અથવા હમારા કાંમકાજની યાદી આપશે. ગેરંટી વરસ બે. કીમત રૂ. ૮-૦-૦.

છ આનાની કુપન પાસમાં મળશે. પોસ્તેજ રૂ. ૦ાા.

મની ઓર્ડર મોકલવાનું અને કુપન પાસ મંગાવાનું ઠેકાણુ:—

**દીલાવર એન્ડ કુંપની, ભુલેશ્વર મુંબઇ નાં૦ ૨.**

## તોફાન સમ્યા પછીનું સુખી જીવન.



Happy Life  દંપતીનું સુખી જીવન

નેશી આર્ટ પ્રીંટીંગ વર્કસ, બાલસ્ગેટ, ફોર્ટ, મુંબઈ.